

# ભક્તોનું સંવત

પરમ ભગવદીય સ્વ. શેઠ પ્રાગજી કલ્યાણજીના
પુણ્ય સ્મરણાર્થે




સંવત ૨૦૦૨ પહેલી આવૃત્તિ
શ્રી ગુરૂપૂર્ણીમા પ્રત ૧૦૦૦

પ્રકાશક

કેશવલાલ હીરાચંદ જોબનપુત્રા

ઠે. ૨૪૮, વાલકેશ્વર રોડ, મુંબઈ નં. ૬.

## અર્પણ



શ્રીકૃષ્ણ ભજનાશ્રમના ભક્તોના
કરકમળે.



# નિવેદન.



વ્હાલા, વાંચકવૃંદ ! "ભકતોનું સંવત" એ નામ વાંચી તને વિચાર થશે કે સંવત તો સાંભળ્યા છે પરદુઃખભંજન વિર વીક્રમના શક ચાલે છે શાલિવાહનના પણુ આતો ભકતોનું સંવત. વ્હાલા વાંચક પુસ્તકના નામમાં રહેલા ગુઢાર્થનું સ્પસ્ટીકરણ નીચલા નિવેદનથી થઇ જશે. બાર માસમાં આવતા ઓચ્છવો, આનંદના દિવસો, ભગવાનની જયંતીઓ અને પાવનકારી સંતોના જન્મ મહોત્સવો, અને પ્રભુના આદેશો જગતને સંભળાવી ગયેલા સંતોની પુણ્યતીથીઓ. સાથે સાથે દરેક મહોત્સવો જયંતીઓ અને આનંદ ઉત્સવના દીવસોને લગતા ભજનોનો સમાવેશ પણુ પુસ્તકમાં છે, પ્યારા મ્હોટો દિવસ કયો ? સારૂં સારૂં ખવાય, પીવાય, અને મોજશોખ થાય તે કે ઇશ્વરનું ભજન થાય અને ભલા કામો થાય તે ! વરસમાં કેટલાક દીવસોને અસલના મહા પુરૂષોએ ઉત્સવના દીવસો માનેલા છે. મહા

આનંદ સ્વરૂપ, અખંડ આનંદ સ્વરૂપ, પુર્ણ આનંદ સ્વરૂપ ઇશ્વરમાંથી જીવ થયો છે, જીવ ઇશ્વરનો અંશ છે. આમ હોવાથી સ્વભાવિક રીતેજ જીવોને પોતાના અસલ આનંદ સ્વરૂપ તરફ જવાની ઇચ્છા થાય છે, તેની એ ઇચ્છાને રસ્તો આપવા સારૂ મહાત્માઓએ વરસમાં કેટલાક દીવસો આનંદના નીમેલા છે. એ દીવસોને આપણે તેહેવારના દીવસો, ઓચ્છવના દીવસો, મોટા દીવસો કે ધર્મના દીવસો કહીએ છીએ કારણ કે તે આનંદના દીવસો છે આત્માનું સ્વરૂપ જે આનંદ છે તે આનંદની યાદી આપનારા એ દીવસો છે તે આનંદનું આત્માને ફરીથી દર્શન કરાવનારા એ દીવસો છે. એ અસલ સ્વરૂપનો રસ્તો દેખાડનારા એ દીવસો છે માટે તેને ધર્મના દીવસો અથવા મોટા દીવસો કહેવામાં આવે છે. પ્યારા! તે પવિત્ર ધર્મના દીવસો આપણે કેવી રીતે ઉજવવા જોઇએ! તે મોટા દીવસનો લાભ આપણે કેવી રીતે લેવો જોઇએ! અને તે આનંદના દીવસે આપણા આત્માને કઇ જાતનો આનંદ આપવો જોઇએ? એ જરા વિચાર તો કરો! એ દીવસોએ માત્ર લાડવા લાપશી ખાઇએ તેથી શું આપણા આત્માને ખરો આનંદ મળી શકે કે? બાસુંદી પુરી, દુધ પાક પુરી, પુરણ પોળી, કે, માલ પુવા કે મોહન થાળ ઉડાવીએ એથી આપણો આત્મા રાજી થઇ શકશે કે? વ્યવહારીક રીતી પ્રમાણે લોક લાજે દીકરી જમાઇને, બ્હેન બનેવીને કે ભાણેજ ભત્રીજા ને જમાડીએ તેથી આત્માને તેના અસલ સ્વરૂપનો આનંદ મળશે કે? અને એજ આપણા ઉત્સવોની ખુબી કે! એજ શાસ્ત્રનો હેતુ કે? અને એજ મહાત્માઓનો ઉપદેશ કે? અને એટલામાં જ મોટા દીવસોનો આનંદ, અને ધર્મના દીવસોનો ધર્મ એટલામાંજ આવી ગયો કે? નહિ વ્હાલાઓ! એમ નહિ થાય એ ખાસ સંભાળજો કારણ કે ખાવા પીવાના અને રંગરાગના જે સુખો છે તે સુખો ઇંદ્રીયોના છે. યાદ રાખજો કે, ઇંદ્રીયોથી મન જુદું છે અને શ્રેષ્ઠ છે. મનથી બુદ્ધી જુદી છે અને શ્રેષ્ઠ છે. માટે ખાવું પીવું, ગાવું બજાવવું વીગેરે

વીષયોના સંગથી ઇંદ્રીયોને જે સુખ થાય છે તે સુખ કાંઇ આત્માનું નથી. આત્મા તો એથી ઘણો જ દુર છે. એટલું જ નહિ પણ ખાવું પીવું એ દેહના ધર્મ છે. એ અન્નમય કોશનું કામ છે. જ્ઞાનીઓ કહે છે કે, અન્નમય કોશની ઉપર પ્રાણમય કોશ છે. તેની ઉપર મનોમય કોશ છે, તેની ઉપર વિજ્ઞાનમય કોશ છે અને તેની ઉપર આનંદમય કોશ છે અને એ પાંચ પડદાની બ્હાર આત્મા છે. ખાવા પીવાના બહારના ક્ષણીક આનંદથી આત્માને આનંદ થઇ શકે નહિ. આત્મા વિકાર વીનાનો છે, અજર છે અમર છે, માટે એ આનંદનું ભાન કરાવવા વરસમાં આવતા મોટા દીવસોની મહત્તા, અલૌકીકતા તથા રહસ્ય સમજાવતું આ ભકતોનું સંવત એ નામનું પુસ્તક છે. મારા પરમ પ્રેમી અને સ્નેહી સતસંગી ભાઇ પ્રાગજીભાઇ કલ્યાણજીના પુણ્ય સ્મરણાર્થે એ છપાવવામાં આવ્યું છે. અંતમાં પ્રભુને એજ પ્રાર્થના છે કે દરેક પોતાના આત્માના અસલ સ્વરૂપનો આનંદ લેતા થાય અને મોટા દીવસોની મહત્તા સમજતા થાય એજ પ્રાર્થના સાથે વીરમું છું.

આપનો

'નવનીત.'

# પ્રકાશકના બે બોલ

## આમુખ



આ પુસ્તિકા મ્હારા સસરા સ્વ. શ્રી પ્રાગજી કલ્યાણજીના આત્મ કલ્યાણાર્થે મુમુક્ષુ જનોને સપ્રેમ આપવા માટે બ્હાર પાડેલ છે તે પુસ્તિકા સ્વ. શ્રી પ્રાગજી કલ્યાણજીના ભક્તિ ભાવ ભર્યા જીવનમાં તેમના માર્ગદર્શક ભકત શ્રી નવનીત ભાઈએ આ સંગ્રહ તેઓની યાદગીરી જળવાય તે માટે મહેનત લઈ પ્રસિદ્ધ કરવા આપેલ છે તે બદલ તેઓ શ્રીનો ઋણી છું.

આ પુસ્તિકા ભકત જનોને ઉપયોગીથાઓ અને એજ ઉદ્દેશ જળવાય એવી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના સહ સ્વ. શ્રી. પ્રાગજી કલ્યાણજીના આત્માને પરમાત્મા પરમ શાન્તિ આપો એ અભ્યર્થના.

વિનીત

**કેશવલાલ હીરાચંદ જોબનપુત્રા**

૨૪૮, વાલકેશ્વર રોડ
મલબારહીલ, મુંબઈ ૬.

## શ્રી સદ્ગુરૂ દેવકી જય

# કાર્તિક સુદી ૧ ગોવર્ધનોત્સવ

## નૂતન વર્ષાભિનંદન.

આજ તેજ પુંજશા પ્રભાવી વીર વીક્રમદેવનું નવું વર્ષ છે. એક મહા પરદુઃખભજન રાજવીનો જયંતી મહોત્સવ છે. આજ આંગણે અને વિશુદ્ધરંગી અંતરે પ્રભુતાના ચોક પુરાયા છે. મંદીરે મંદીરે પરમાનંદની ઝડીઓ વરસે છે જાણે આકાશથી કોઇ જીવન દેવ ઉતરવાનો ન હોય? ન્હાનેરાઓ વીનયના વેલા બની વડીલોના ચરણે સપ્રેમ વંદી રહ્યા છે. સરખેસરખા પરસ્પર હૈયાને હાથના હેત ઉછળતા આલિંગન દઈ રહ્યા છે. મોટેરાઓ અંતરથી નમતા ન્હાનેરાઓના શીરે-હસ્ત મુકી આત્માની પ્રસન્નતાના કલ્યાણ આશીર્વાદ વરસાવી રહ્યા છે. આજે આંખે આંખે અજવાળા ઉડી રહ્યા છે મુખડે મુખડે મર્કલડા ફોરી રહ્યા છે. ઉરમાં ઉજમ માતો નથી. પગમાં કૈં અવનવું ચેતન ઉલટી રહ્યું છે. આજ સૌ કોઈના જીવન જહાઝ પરમાનંદ મહાસાગરના જળ હીલ્લોલે ચડી ડોલે છે. પ્રકૃતીના પ્રાસાદે કે સંસારના મંડપે જ્યાં જુઓ ત્યાં શ્રાવણ મેઘની સહસ્ત્રધારા પેઠે આનંદ કલ્લોલના પુવારા ઉડી રહ્યા છે. જાણે જીવનનો મહા ઉત્સવ ઉજવાતો હોય.

વ્યાપારીઓએ ઉર ઉમંગભર્યા મંગળ મુહુર્તે શારદા—લક્ષ્મી પુજન કરી ગયા વર્ષના વ્યાપારના નફાટોટાનું સરવૈયું કાઢી લીધું છે અને તેમાં ડાહ્યાએ તો સાથે સાથે પોતાના જીવન

વ્યાપારનું પણ સરવૈયું કાઢી લીધું હશે. જમે કરતાં ઉધાર વિશેષ જોઇ અંતર ખીન્ન થઈ પશ્ચાતાપનાં આંસુ પાડી આજથી ભવિષ્યમાં સાવધ બની પુણ્યનો વ્યાપાર વિશેષ ખેડવાનો દૃઢ નીશ્ચય કર્યો હશે. જાગ્યા ત્યાંથી સવાર. આજ મુખડા જેવા પ્રસન્ન ઉજવળ છે, હૈયાં જેવા નીર્મળ, પ્રેમાળ છે તેવા જો અખંડ રહે તો પછી માનવને દેવ થતાં કેટલી વાર?

### ભજન

દ્વાર દ્વાર દીપમાળ જાગી, એવી અંતરમાં પ્રગટાવો,
જ્ઞાન દીપકના પુર્ણ પ્રકાશે, હ્રદય પ્રભુનું ધામ બનાવો.
આ સંસારે સ્વર્ગ ઉતારી, માનવ જીવનનો લ્યો લ્હાવો,
વર્ષોત્સવ ઉજવવા આજે પ્રસન્નતા સઘળે પ્રસરાવો.
કો કૃત્ય માનુષી દૈવી કે પૃથ્વી શશી કે તારલા,
શ્રી ઇષ્ટના કો નામ વિણ સૌ કયાં લગી એ કયાં લગી.
એ મંત્રનો ગર્ભાર્થ પચવી નેકરાહે ચાલજો,
શ્રી ઇષ્ટનું કો નામ તારા પ્રખર તાપ પ્રજાળજો.
વરજો તમે આ વર્ષમાં સાચા સ્વધર્માચરણને,
ભરજો હ્રદયભંડાર ચાહી ચતુરભુજના ચરણને.
તરજો ત્રીવીધીતાપ તરછોડી બધા આવરણને,
કરજો નીરંતર યાદ ભકતાધિન એ ભગવાનને.
જે વિશ્વના કર્તા અને પાલક પિતા માતા પ્રભુ,
જે એક છે પણ થઇ અનેક વસ્યા સહુમાં એ વિભુ.
જેની કૃપાથી સર્વ આ સંસારમાં સુખ થાય છે,

તે નાથને શરણે જતાં આશીષ સર્વ પમાય છે.
તેથી અમારી યાચના એ નાથના પદ કમળમાં,
રાખો શરણુ અમને સહુને સુખદ એ પદ કમળમાં.
કલીમલ ન બાધે ભક્તિ વાધે સદા એ પદ કમળમાં,
હરિદાસ હરિજન સહીત ચાહે વાસ એ પદ કમળમાં.
આ નવલ વર્ષે એ થકી, આશીષ બીજી હોય શી,
સતત રહે મન હરિપદે કરૂણા કરે ગુરૂ રાયજી.
નામ જેહનું ભવનું ઔષધ ત્રીવીધ તાપ અઘ હરનારૂં,
જપનારા જનના મનને વળી નીર્મળ પ્રેમળ કરનારૂં.
તે પ્રભુ આપણ સર્વે ઉપર સર્વ કાલ અનુકુળ હજો,
તે કૃપાળુના ચરણ શરણથી નવલ વર્ષ સુખરૂપ થજો.

## ગોવર્ધન મહોત્સવ

શ્રી કૃષ્ણચંદ્રે વૃન્દ્રાવનમાં ઇંદ્રયાગ બંધ કરાવી ગોવરધન પુજા આજથી શરૂ કરાવી હતી. તે માટે એવી કથા છે કે શ્રીકૃષ્ણચંદ્ર જયારે કિશોર અવસ્થામાં હતા ત્યારે નંદરાય આદી ગોવાળીઆઓને કાંઇ તૈયારી કરતાં જોયા. પ્રભુએ નંદબાવાને પુછયું કે આ બધી શાની ધામધુમ છે ત્યારે નંદબાવાએ કહ્યું કે આતો ઇંદ્રયાગની તૈયારીઓ થાય છે. પ્રભુએ એ તૈયારી બંધ કરાવી ગોવરધન ગીરીનો મહોત્સવ કરવાનું કહ્યું. ઇંદ્રને આ વાતની જાણુ થતાં બારે મેઘ વ્રજ ઉપર મુશળધાર વરસાવી સારાયે વ્રજને ભયભીત બનાવી મુકયું. તે સમયે ભગવાને શ્રી ગીરીરાજને ટચળી આંગળી ઉપર ધારણ કરી તેની નીચે સારાયે

વ્રજનું સાત દીવસ સુધી રક્ષણ કર્યું. ઇંદ્રનો ગર્વ ઉતરી ગયો અને તે પરમ પ્રભુને શરણે ગયો તે દીવસથી ગોવરધન મહોત્સવનો વિધી શરૂ થયો.

### ભજન

જય દેવકી નંદન લેજો શરણ
લેજો શરણ પ્રભુ લેજો શરણ—જય
ઈંદ્ર કીયો હય કોપ જબી ગભરાયો ગોપ (૨)
જય જય ગીરીવર અધર ધરણ—જય
કંસ નીકંદન કાલીય મર્દન (૨)
જય જય કનૈયાજી રક્ષા કરો—જય

### ભજન

રક્ષા કરો રક્ષા કરો રક્ષા કરો રે,
રઘુપતિ રામ મારી રક્ષા કરો રે,
યદુપતિ શ્યામ મારી રક્ષા કરો રે—અમારી
તારી રક્ષાથી મારા કાર્ય સૌ સરે (૨)
વરમાળ ધરી વીજય દેવી જરૂરથી વરે (૨)
એવી પ્રભુજી ભાવના મુજ હૃદય ભરો રે—અમારી
તારી રક્ષાથી મારા તાપ સૌ ટળે (૨)
પાપ કોટી જનમ કેરા પલકમાં બળે (૨)
શરણે પડયો નવનીતને ભવપાર કરો રે—અમારી

# કાર્તિક સુદી બીજ ભાઇ બીજ

## અથવા યમ દ્વિતીયા.

કારતક સુદી બીજને ભાઇબીજ કહેવાનું કારણ એવું છે કે યમુનાજીએ પોતાના ભાઇ યમરાજાને આજને દીવસે નોતરી જમાડયા હતા. આ બીજને દીવસે બ્હેનના ઘેર ભોજન જમવાનો મહિમા એટલા માટેજ પ્રચલીત છે. ભોજનથી પ્રસન્ન થયેલા યમરાજાએ યમુનાજીને વરદાન માગવાનું કહેતા યમુનાજીએ નીચેનું વરદાન માગ્યું હતું.

### ભજન

યમુનાજી પાસે યમરાજા આવ્યા (૨)
બેનીએ બંધવ જાણીને બોલાવ્યા—યમુનાજી
ભાઇ યમ જોર ઘણું તારૂં (૨) તેને માટે પસલી હું માગું,
લળી લળી પાય તને લાગું—યમુનાજી
હસીને બોલ્યા યમરાજા વાણી (૨)
જેને અંગે અડશે તારૂં પાણી (૨)
તેને ફરવી નહિ પડે ચારે ખાણી—યમુનાજી
તેને ઘેર મારે નવ જાવું (૨)
દુતોને આજ્ઞા ફરમાવું (૨)
હરનીશ તારા વચનો ઉર લાવું—યમુનાજી
મહારાણી મહારાણી શ્રી જુમના મહારાણી રે
ધુન મચાવો પ્રેમ આણી શ્રી જુમના મહારાણી રે

યમુના ઘાટે રાસ રચ્યો નાથે
ચીતડા લીધા તાણી શ્રી જુમના મહારાણી રે

**ભજન**

ધન્ય શ્રી જમુના કૃપા કરી શ્રી ગોકુલ વ્રજ સુખ આપજો.
વ્રજની રજમાં હરનીશ હમને સ્થીર કરીને સ્થાપજો.
તમે મોટા છો શ્રી મહારાણી, તમે જીવ તણી કરૂણાજાણી,
અમને શરણે લેજો તાણી—ધન્ય શ્રી.
જાઉં શ્રી વૃંદાવન વાટે, ન્હાઉં શ્રી જમુનાજી ઘાટે,
વ્હાલે રાસ રમાડયા છે રાતે—ધન્ય શ્રી.
ચાલો તો થઇએ વ્રજવાસી, પરિક્રમા ફરીએ ચોરાસી,
ટળે જનમ મરણ બંધન ફાંસી—ધન્ય શ્રી.
જીવ જાણે શ્રી જમુનાનાહીએ એવા
અખંડ વ્રજવાસી થાઇએ,
એ નૌતમ લીલા નીત્ય ગાઇએ—ધન્ય શ્રી.
સખી સમરોને સારંગપાણી, વૈષ્ણવને વ્હાલી એ વાણી,
એ લીલા હરીદાસે જાણી—ધન્ય શ્રી.

## કાર્તિક સુદી ૮

## ગોપાષ્ટમી

ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે આ આઠમને દીવસે ગાયો ચારવાનો આરંભ કર્યો હતો. આજે ગાયોનું પુજન, ગાયોની પ્રદક્ષિણા ગાયોને મીષ્ટાન્ન ભક્ષણ કરાવવા આમ કરવાથી સર્વે પાપોમાંથી મુક્ત થવાય છે.

**ભજન**

આગે ગાય પીછે ગાય, ઇત ગાય ઉત ગાય.
ગોવિંદ કો ગાયનમેં વસવો હીં ભાવે.
ગાયનકે સંગ ધાવે, ગાયનમેં સુખ પાવે,
ગાયનકી ખુરરજ, અંગ લપટાવે.
ગાયનસો વૃજ છાયો, વૈકુંઠ વીસરાયો,
ગાયન હેત ગીરિવર કર લે ઉઠાવે.
છીત સ્વામી ગીરીધારી વિઠલેશ વપુ ધારી,
ગ્વાલીયાકો ભેખ ધારી, ગાયનમે આવે.

## કાર્તિક સુદી ૯

## અક્ષય નવમી

આ નવમીને અક્ષય નવમી કહે છે આજને દીવસે મથુરાની પ્રદક્ષિણા કરવાથી બહુ પુણ્ય થાય છે. મથુરા દુર હોય તો શ્રી મથુરેશ એટલે શ્રી ભગવાનની પ્રદક્ષિણા કરવી અને પ્રભુને નીચેની પ્રાર્થના કરવી.

**ભજન**

અક્ષર ધામના વાસીરે તારા અક્ષય સુખડા દે.
તારા અક્ષય સુખડા દે તારા ચરણ કમળમાં લે–અક્ષર
મનના સંકલ્પો છૂટે તે ખરી મજાઓ લુટે (૨)
વ્હાલો દોડયો આવે પુઠે તારા અક્ષય સુખડા દે–અક્ષર
ભાવે ભકિત કરૂં છું તારી સંતોને જે બહુ પ્યારી (૨)

લેજે ભવસાગરથી તારી તારા અક્ષય સુખડા દે—અક્ષર
મીરાંને લગની લાગી એને ભકિતભવે ભવ માગી (૨)
એના ભવની ભાવટ ભાંગી તારા અક્ષય સુખડા દે—અક્ષર
નરસી મીરાએ ઉર આણ્યો તે રસ
જાદવ કષ્ણુએ જાણ્યો [૨]
એ રસ નવનીતને તું દે તારા ચરણકમળમાં લે—અક્ષર

### ભજન

અક્ષર ધામ કે વાસી તુમકો લાખો પ્રણામ
અનુપમ રૂપ પ્રકાશી તુમકો લાખો પ્રણામ
જો કોઇ તેરી શરણમેં આતા (૨)
જીવન મુકિત જગમેં પાતા (૨)
અક્ષય સુખકે દાતા તુમકો લાખો પ્રણામ

### દેવદીવાળી તુલસીવિવાહ પ્રબોધની એકાદશી

આ એકાદશીને દીવસે ભગવાન વિષ્ણુનો પ્રબોધોત્સવ તથા તુલસી વિવાહ હોવાથી તેને દેવ દીવાળી—દેવોની દીવાળી નામ અપાયું છે. પાતાળમાં બલીરાજાને ત્યાં ચાર માસ દ્વારપાળનું કાર્ય બજાવી ભગવાન વિષ્ણુ પાછા ફર્યાં અને તુલસી સાથે વિવાહ કર્યો તેથી દેવોમાં ઉમંગ વ્યાપ્યો તેથી કારતક સુદી એકાદશીથી પુનેમ સુધી પાંચ દીવસ દેવોની દીવાળી કહેવાય છે.

હરિ ગુણ ગાઇ પાડો તાળી આવો ઉજવીએ દેવ દીવાળી.

# પ્રબોધીની એકાદશી

ભગવાન વિષ્ણુ આષાડ સુદી એકાદશી કે જે દેવશયની એકાદશી કહેવાય છે ત્યારથી પાતાળમાં જઇ ક્ષીર સાગરમાં શયન કરે છે ભાદરવા સુદી એકાદશી કે જે પરિવર્તીની એકાદશી કહેવાય છે ત્યારે પાસુ ફેરવે છે અને તેમનો ઉઠવાનો દહાડો આજનો ગણાય છે. કેટલાક ચાતુર માસના વ્રતની સમાપ્તી આજે કરે છે. આજની એકાદશીની એ કથા છે કે સત્ય યુગના અંતમાં એક નગરીમાં દેવશર્મા નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેને સંતાનમાં એક પુત્રી થઈ તેનું નામ ગુણવંતી રાખ્યું. ઉમરલાયક થતાં ગુણવંતીને દેવશર્માએ પોતાના શીષ્ય ચંદ્ર સાથે પરણાવી. એક દીવસે અરણ્યમાં સસરા જમાઈને વાઘે મારી નાખ્યા ત્યાર બાદ ગુણવંતી પોતાની જીંદગી ભકિતમાં પ્રભુ ભજનમાં ગાળવા લાગી અને વ્રત ઉપવાસ કરવા લાગી એક વખત આ એકાદશીનો વીધીવત ઉપવાસ કરી ગંગાજીમાં ન્હાઇ પ્રભુ પ્રાર્થના કરતી ઉભી જે દરમ્યાન શ્રી વિષ્ણુ વિમાનમાં બેસી આવ્યા અને તેને વૈકુંઠમાં લઇ ગયા આ એકાદશીનું વિધિવત વ્રત કરવાથી પ્રાણીઓના સર્વ પાપોનો નાશ થાય છે.

—:o:—

પુરણ પ્રેમે હરિગુણ ગાઈ એકાદશી વ્રત કરીયે રે
રામનામનું નાવ બનાવી આ ભવસાગર તરીયે રે

### ભજન

આજે એકાદશી તન મન પાવન કરનારૂં વ્રત એકાદશી
આજ હરિજન હૈયે હોંસ ધરી....૨
કરો ભજન પ્રભુનું ભાવ ધરી....૨
અંતરથી ઉપાધી અળગી કરી—આજે
આજે હરિજનને હરિમય થાવું....૨
આજે અન્ય સ્થળે નવ અથડાવું....૨
હરિરસ અમૃત પીવું પાવું—આજે
ઉત્તમ શુભ વ્રત છે એકાદશી....૨
તે હરિજન ભક્તને હૃદયે વસી....૨
આજે કીરતન કરવું કમર કસી—આજે
આજે વિનય વિવેક વૈરાગ્ય ધરી....૨
ખોટી ખટપટને દુર કરી....૨
આજે રામનામ લેવા હૃદય ભરી—આજે
આ એકાદશી તારણ તરણી છે....૨
આ એકાદશી ભવ ભય હરણી છે....૨
એ તો સ્વર્ગે જવાની નીસરણી છે—આજે

### ભજન

આજ સખી મુને સદગુરૂ મળીઆ....૨
દેવ દીવાળીના દીનજ વળીઆ....૨
અંતર જામી અઢળક ઢળીઆ
હીરલો દીધો ગુરૂએ હાથમાંરે—આજ

સ્નેહ લગાડી સોહાગણ કીધી....૨
ચૈતન્ય પુરૂષે ચરણોમાં લીધી....૨
ભુધર ભાવે ભક્તિ રે દીધી
માળા પહેરાવી ગુરૂએ મોક્ષની રે—આજ

હું રે ભુલીતી ભવન હમારૂં
સદ્દગુરૂએ ઘર બતાવ્યું મારૂં....૨
તન મન ધન લઇ તા પરવારૂં
જેણે વર વળાવ્યો વીઠલોરે—આજ

સદ્દરે સમાણી થઇ રસ મોટી...૨
સદ્દગુરૂએ આપ્યું હેવાતન ગોતી....૨
નીરમળ રૂપ એ નેણામાં જોતી....૨
અહોનીસ એજ અનુભવીએ રે—આજ

સેજ આનંદ સુખ સ્યામને સંગે
નિત્ય નિત્ય નેહ વધાર્યો રોમ રોમે
અરસ પરસ એક આનંદ અંગે
માંહેલે મંદીરીએ મહાલતો રે—આજ

વેદ પુરાણ વદે છે રે જેને
શેષ શારદા સ્તવે છે રે જેને....૨
જુહાર સમજ્યા સદ્દગુરૂ સાને....૨
આતમ રવી ગુરૂ ઓળખ્યા રે—આજ

**ભજન**

મારા હંસો ઉડી માન સરોવર તીર
ચાલો મોતી ચરીએ
ઉંચે ઉંચે એ તેજોમય આકાશ
સ્નેહ સમીરે તરીયે–મ્હારા

અવની ઉતરી કોવ્હં કહેતાં....૨
વિષમય વિષયો માંહી રહેતા....૨
તરીયે તરીયે આ દુઃખ સાગર સંસાર ચાલો
મોતી ચરાયે–મ્હારા

સતસંગ નિર્મળ જળમાં નાહીશું....૨
પવિત્રતા રૂપી વસ્ત્રો ગ્રહીશું....૨
ધરીયે ધરીયે જીવબ્રહ્મ ભાવનું ધ્યાન ચાલો
મોતી ચરીયે–મ્હારા

દિલ દેવળમાં દર્શન કરીયે....૨
શ્રી વિઠ્ઠલ વર વ્હાલથી વરીયે....૨
જપીએ જપીએ આ ચેતન સોવ્હં જાપ ચાલો
મોતી ચરીયે–મ્હારા

આપના નાતનું કોઇ નથી અહીં....૨
મેળ મનના થાય કદી નહી....૨
ઉડીએ ઉડીએ આ અવનીથી આકાશ
ચાલો મોતી ચરીયે–મ્હારા

**અજર અમર નીજ દેશને ભાળી....૨**
**પ્રાણુ પ્રભાકર પ્રગટ નિહાળી....૨**
**અખંડ આનંદ દેવ દિવાળી....૨**
**વસીયે વસીયે ત્યાં જઇને કાયમ વાસ**
**ચાલો મોતી ચરીયે—મ્હારા.**

આ કારતકી એકાદશીએ શ્રી ક્ષેત્ર પંઢરપુરમાં ભારે મેળો તથા ધામધુમ થાય છે. પુંડરીક વરદે હરિ વિઠ્ઠલ શ્રી જ્ઞાન દેવ તુકારામ મહારાજ કી જય.

## કારતક સુદી ૧૪

## વૈકુંઠ ચતુર્દશી

ભગવાન શ્રી વિષ્ણુએ વૈકુંઠ આજને દીવસે નીર્માણ કર્યું હોવાથી આજનો દીવસ વૈકુંઠ ચતુર્દશી કહેવાય છે. કાશીપુરીમાં વિશ્વેશ્વર મહાદેવ અતી પુજનીય ગણાય છે. એ જ્યોતીર્લીંગ આજને દીવસે ભગવાન શીવજીએ પોતે સ્થાપન કરી પુજ્યું હતું માટે આજનો દીવસ શીવપુજનનો અતી મહત્વનો છે. ભગવાન સદાશીવે સ્વમુખે કહ્યું છે કે હરિના પુજન વિના શિવજીનું પુજન તથા શીવના પુજન વિના હરિનું પુજન નીષ્ફળ થાય છે. સનત્કુમાર સંહીતામાં એવી કથા છે કે સત્ય યુગમાં ભગવાન વિષ્ણુ વૈકુંઠમાંથી આજને દીવસે કાશી ક્ષેત્રમાં આવ્યા. મણીકર્ણીકામાં સ્નાન કરી કાશી વિશ્વેશ્વરને એક હજાર કમળ ચઢાવવાની પુજા શરૂ કરી. શંકરનું એક એક નામ બોલી એક એક કમળ ચઢાવવા લાગ્યા આમ પુજા ચાલતી હતી તેવામાં શ્રી શંકરે એક કમળ કોરે મુકી

દીધું. નવસોનવાણું કમળ ચઢ્યા એક ખુટ્યું ત્યારે શ્રી વીષ્ણુએ પોતાનું નેત્ર રૂપી કમળ અર્પણ કર્યું અને પુજા સમાપ્ત કરી. ભગવાન વિષ્ણુની આવી ભક્તિથી પ્રસન્ન થઇ શીવજીએ તેમને સુદર્શનચક્ર ભેટ આપ્યું.

**ભજન**

બોલો હર હર હર ૐકાર પધારો મારે મંદીરીયે
પ્રેમે લળી લળી લાગું પાય પધારો મારે મંદીરીયે
શુકસનકાદીક આસન આપું ધરણીધર પધરાવું રે
જ્ઞાન ગંગાના નીરમળ જળથી....૨
હું તે હરીને નવરાવું
—પધારો.

ધીરજ ધોતીને શીલ લંગોટી
કરૂણા કફની માળા રે....૨
જાપ જપુરે મારા ગુરૂએ બતાવ્યો....૨
નીત્ય અમૃત રસ પીવું
—પધારો.

કૃપા કરીને મારો નર દેહ ઘડીયો
અંતર રૂપ પ્રગટાવ્યું રે....૨
શ્રી હરિનું સમરણ કરતાં....૨
અંતર રૂપ ઓળખાયું
—પધારો.

ચરણે નમું રે પ્રભુ તન મન ધનથી
શીવજી કરજો સ્હાય રે....૨
સેવકની સેવા માની લેજો....૨
મુજ જીવન પ્રાણાધાર
—પધારો.

## કાર્તિક સુદી ૧૫
## ત્રીપુરી પુર્ણીમા

આજે સાંજે ભગવાનનો મત્સ્યાવતાર થયેલ હતો. શીવજીના પુત્ર કાર્તિકસ્વામીનો જન્મ દીવસ પણ આજનોજ છે, આજે ચાતુર્માસ સમાપ્ત થતો હોવાથી ગુરૂપુજનનો પણ આજનો દીવસ લેખાય છે. આજનો દીવસ રાધીકાજીને અતિ પ્રીય ગણાય છે કારણકે શ્રીકૃષ્ણે આજે રાધાજીનું સન્માન કર્યું હતું. ત્રીપુરાસુર નામના દૈત્યનો નાશ ભગવાન શંકરે આજે કર્યો હતો માટે આજની પુર્ણીમા ત્રીપુરીપુર્ણીમા કહેવાય છે. ડાકોરધામમાં દરેક પુનેમે શ્રી રણછોડરાયનો પુનમે ઓચ્છવ અતિ ધામધુમથી થાય છે. અને ભાવિક ભકતો દર ડાકોર શ્રી રણછોડજીના દર્શનાર્થે જાય છે. બોલ શ્રી રણછોડરાયકી જય.

### ભજન

રણછોડરાય મારા રણછોડરાય
રૂડા રઢીયાળા મારા રણછોડરાય—ટેક
ડાકોરના ઠાકોરમાં મન મારૂં મોહ્યું....૨

મુખડું જોઇ મારૂં હૈયું હરખાય—રણછોડ
મંગળ ભોગ ને શણગાર કેરા....૨
લયલીન મન મારૂં દર્શને થાય—રણછોડ
રાજભોગ આરતી આનંદકારી....૨
ઉઠાપન વેળા મારૂં ચીત ઠરી જાય—રણછોડ
શયન સમયે શ્યામ સુંદીરને નીરખી....૨
હરિપ્રસાદ હૈયાભરી ગુણ ગાય—રણછોડ

આજની કારતકી પુર્ણીમાએ ડાકોર ધામમાં શ્રી રણછોડરાયજીનો પાટોત્સવ હોવાથી ભારે આનંદ થાય છે.

## કાર્તિક વદી એકાદશી.

## ઉત્પત્તિએકાદશી.

કાર્તિક વદી એકાદશીનું નામ ઉત્પત્તિ એકાદશી છે તે વિષે એવી કથા છે કે—મૃદુમાન્ય નામનો એક પરાક્રમી દૈત્ય હતો તેણે શીવજીને પ્રસન્ન કરી સર્વ જીતનું વરદાન મેળવ્યું. જેથી તે દેવોને દૈત્યોને અને મનુષ્યોને અતી ત્રાસ આપવા લાગ્યો દેવો મુંજાઇને ભગવાન વિષ્ણુની પાસે આવ્યા. પણ તેના તપોબળ આગળ તે પણ થાકી ગયા. સર્વ દેવો સહીત શ્રી વિષ્ણુ બદરીકાશ્રમમાં હેમવતી નામની ગુફામાં તપ કરવા બેઠા. એકત્ર થયેલા તપોબળના તેજથી એક શકિત તેમના શરીરમાંથી ઉત્પન્ન થઈ કે જેને દૈત્યનો નાશ કર્યો. આથી પ્રસન્ન થયેલા ભગવાને તે શકિત રૂપ કન્યાને વરદાન માગવા કહ્યું ત્યારે તે કન્યાએ કહ્યું કે મારૂં મહાત્મ્ય આપ વધારો કે

જેથી તમારા શરણમા રહી લોકોને પાપ અને ભયથી મુક્ત કરૂં. આથી ભગવાને તેનું નામ એકાદશી પાડ્યું. અને વિશેષ નામ તરીકે ઉત્પત્તિ એકાદશી રાખ્યું. ત્રણે લોકમાં જે મારા ભકતો છે તે તારા ભકતો થશે.

**ભજન**

ધન્ય એકાદશી એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએ
મારે એકાદશીનું વ્રત કરવું છે....૨
મારે ધ્યાન હરિનું ધરવું છે....૨
મારે વૈકુંઠમાં જઇ ઠરવું છે. ધન્ય
મારે એકાદશીનું વ્રત સારૂં છે....૨
એ તો પ્રાણજીવનને પ્યારૂં છે....૨
એ તો વૈકુંઠ લઇ જનારૂં છે. ધન્ય
જે કોઈ બાર માસ કરે એકાદશી....૨
તેના અંતરમાં વસે અવિનાશી ....૨
નહિ કરશે તે જશે હાથ ઘસી. ધન્ય
મારે ગંગા ઘાટે જાવું છે....૨
મારે જુમનાજીમાં ન્હાવું છે....૨
મારે ભવસાગર તરી જાવું છે. ધન્ય
જેણે એકાદશી વ્રત કીધા છે....૨
તેના પાંચ પદારથ શીધ્યાં છે....૨
તેને પ્રભુએ પોતાના કરી લીધા છે. ધન્ય

અંબરીષેએ વ્રત કીધા છે....૨
દંડ દુર્વાસાએ દીધા છે....૨
રસ કલ્યાણ રાયે પીધા છે. ધન્ય

## કાર્તિક વદી ૧૩

## સંત જ્ઞાનેશ્વર મહારાજની પુણ્ય તીથી

સંત જ્ઞાનેશ્વર મહારાજનો જન્મ શાકે ૧૧૯૭ના શ્રાવણ માસના કૃષ્ણ પક્ષની અષ્ટમીએ થયો હતો અને શાકે ૧૨૧૮ના કાર્તિક વદી તેરસને ગુરૂવારે મધ્યાન સમયે જીવતા સમાધી લીધી. આ પ્રમાણે ફકત બાવીસ વરસની અલ્પ વયમાં જગત ઉદ્ધારનું મહાન કાર્ય બજાવ્યું હતું. જેમને જીવનમાં અનેક ચમત્કારો બતાવ્યા હતા. પાડાના મુખે વેદ ભણાવ્યા હતા. જડભીતના કરાને ચલાવ્યો. ચૌદસો વરસના ચાંગદેવનો ઊદ્ધાર કર્યો અને મહાન કાર્ય તો એ કે ગીતા ઉપર સુંદીર ટીકા કરી કે જે જ્ઞાનેશ્વરી ગીતા નામે પ્રચલીત છે.

## માગશર માસ

"માસાનાં માર્ગશીર્ષો અહમ" એમ શ્રી ભગવાને ગીતાજીના દશમાં અધ્યાયમાં શ્રી મુખે જણાવેલ હોવાથી માગશર મહીનો પ્રભુના અંશ રૂપે પવિત્ર ગણાય છે.

## માગશર સુદી ૧૧

## મોક્ષદા એકાદશી ગીતાજયંતી

આ એકાદશીનું નામ મોક્ષદા એકાદશી. જેવી રીતે સંત તુકારામ સ્વદેહે વૈકુંઠ ગમન કર્યું હતું તેવીજ રીતે

દ્રવીડ દેશમાં નામ્મલ્વર નામના સંતે આજના દીવસે સ્વદેહે વૈકુંઠ ગમન કરેલ હતું તેથી આ એકાદશી દક્ષીણ દેશમાં મહોત્સવ તરીકે ઉજવાય છે. ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે અર્જુન પ્રતીગીતાજીનો બોધ આજના દીવસે કરેલો તેથી શ્રી ગીતાજ્યંતી. આજની એકાદશીની કથા એવી છે કે ગોકુલ નામના ગામમાં વૈખાનસ નામનો પ્રજાપાળક રાજા રાજ્ય કરતો હતો સર્વ રીતે તે તથા તેની પ્રજા સુખી હતી એક રાત્રીએ તેને સ્વપ્નમાં પોતાના પીતાને નીચ યોનીમાં દીઠા અને મને છોડાવ એમ પોકાર કરતા સાંભળ્યા. રાજા તરતજ નીદ્રામાંથી જાગ્રત થઇ સ્વપ્નાના રહસ્યનો ખુલાસો પ્રાપ્ત કરવા રાજા પોતાના મંત્રી સહીત પર્વતમુનીના આશ્રમમાં ગયો અને સ્વપ્નની વાત મુનીને નીવેદીત કરી ત્રીકાલજ્ઞ એવા પર્વત મુનીએ રાજા વૈખાનસને કહ્યું કે તારા પિતાને બે સ્ત્રીઓ હતી એક માનીતી અને એક અનમાનીતી. માનીતીની સર્વ ઇચ્છાઓ પુર્ણ કરતો અને તેને સંતોષતો હતો જ્યારે અનમાનીતીની તરફ દ્વેષભાવથી વર્તતો તેમ દરેક રીતે તેને અસંતુષ્ટ રાખતો હતો તો અનમાનીતાના શ્રાપને લીધે તારો પિતા નીચ યોનીમાં પડયો છે માટે જો તેમાંથી તેની મુકતી કરાવવી હોય તો માગશર સુદી એકાદશીનું વ્રત કરી તેનું ફળ તેને અર્પણ કર. મુનીના વચન પ્રમાણે રાજાએ આજની એકાદશીનું વ્રત વીધીસર કરી તેનું ફળ તેને પોતાના પિતાને અર્પણ કર્યું જેથી વૈમાનમાં બેસી તેનો પીતા વૈકુંઠને વીષે ગયો. એવી આજની એકાદશીના વ્રતની કથા છે.

**ભજન**

આવી એકાદશી આજ સુખદાયકા
લાયકા વિષ્ણુ પદવીની દાતા—આવી.
કીધે એકાદશી ભક્તિ દીલરહે વસી....૨
હરજી આવે હસી હૃદય માંહી....૨
ઇંદ્રીયો સહીત મન દમન કરી અર્પવું....૨
ભાવ કરી એમના ચરણ માંહી—આવી.
મેઘ જેમ સર્વનું, બીજ તેમ ધર્મનું....૨
મુળ એકાદશી યુકતે જાણી
શાસ્ત્રે વેદાન્ત, પુરાણમાં ભાગવત વાણીમાં
શ્રેષ્ટ જેમ વેદ વાણી—આવી.
દેવમાં શ્રીહરિ તીર્થમાં જાન્હવી
સર્વ ફલ દાતા જેમ શંભુ કહીએ
વર્ણમાં વિપ્ર જેમ તુલસી તરૂવર વિષે,
એમ એકાદશી વ્રત લહીએ—આવી.
જે રમાનાથના, રંગથી રસ ભર્યા
જીવ તે કેમ રહે કોના ઝાલ્યા
અંગો અંગે તેને આંનંદ અતિ ઘણો
કૃષ્ણ કીર્તન વિષે આવે ચાલ્યા—આવી.
પ્રેમથી આવીયે ગાઇ ગવરાવીયે
શીખી શીખાવીએ કૃષ્ણ કહીએ
કૃષ્ણ કરૂણાથકી કૃષ્ણરામે કહ્યું
વાજતે ડંકે વૈકુંઠ જઇએ—આવી.

# માગશર સુદી ૧૫

## શ્રી દત્તજયંતિ

માગશર સુદી પુનેમ એ દત્તજયંતિનો ઓચ્છવ મનાય છે જે ધામધુમથી દક્ષીણાત્યોમાં ઉજવાય છે. ગુરૂદત્તાત્રયની ઉત્પત્તી ત્રણુ દેવોનું એક સ્વરૂપમાં સમાવેશ કરી માનેલી છે. એ કથા એવા પ્રકારની છે કે એકવાર ત્રણુ દેવોની ત્રણુ સતીઓ સાવીત્રી લક્ષ્મી અને પાર્વતી વાદવીવાદે ચઢયા કે ખરી સતી કોણુ? એટલામાં દેવર્ષી નારદનું આગમન થયું. સતીઓને સતીના પ્રભાવ વિષે વાતચીત કરતી જોઇ દેવર્ષી નારદે કીધું કે ખરી સતી તો ભુતળ ઉપર બીરાજે છે અને તે અત્રીરૂષીના આશ્રમમાં અનુસુયા નામે છે. તમારે એના સત જોવા હોય તો તમારા દેવોને મોકલો. ત્રણે સતીઓએ પોતાના દેવો બ્રહ્મા વિષ્ણુ અને મહેશને અનુસુયાના સતની પરિક્ષા માટે બ્રાહ્મણુ વેશે અત્રીના આશ્રમમાં મોકલ્યા. ત્રણે દેવો બ્રાહ્મણોના વેશમાં ભીક્ષા માગવા અનુસુયાની ઝુંપડી પાસે જઇ ઉભા અને સતીને દીગંબર વેશે ભીક્ષા આપવા જણાવ્યું. સતીએ અંજલી છાંટી ત્રણે દેવોને બાળક બનાવ્યા અને ત્રણે દેવોને પારણામાં પોઢાડી હાલરડા ગાવા લાગી.

### ભજન

માતા અનુસુયા ઝુલાવે પુત્રને પારણે રે
બ્રહ્મા વિષ્ણુ શિવ અત્રીરૂષી આશ્રમે આવીયા રે
માતા અનસુયાનું સત્ય જોવાને કાજ —માતા
અતિથિ રૂપે ઉભા બારણે ભિક્ષા કારણે રે

સતી દીગંબર રૂપે ભિક્ષા આપો આજ –માતા
માએ અંજલી ભરી ત્રણ દેવોને મંજન કર્યા રે
બન્યા બાલક રૂપે બ્રહ્મા વિષ્ણુ મહેસ –માતા
લીધા આલા લીલા ચોગઠ ચારે વાંસળા રે
તેનો ઘડીઓ છે પારણીઆ કેરો ઘાટ –માતા
પારણું બાંધ્યું છે કંઇ આંબા કેરી ડાળીએ રે
એમાં પોઢાડયા છે ત્રણ અતિથિ દેવ –માતા
માએ હીરની દોરી લીધી ઝુલાવવા હાથમાં રે
હેતે હાલોવાલો કરી હાલરડાં ગાય –માતા
મારા કાળા ગોરા ઘઉંલા કુંવર કાનજી રે
તમ નામ ઉપર હું સદા જાઉં બલીહાર –માતા
બ્રહ્મા વિષ્ણુ ને શિવ પોઢો મારી કુટીમાં રે
ધન્ય ધન્ય ઉમીયા લક્ષ્મી સાવિત્રીના કંથ –માતા
કાકા, મામા, માસી બોલો મારા બાલુડા રે
જે કોઇ બોલે તેને આપીશ ફુલના હાર –માતા
માએ પુત્ર ભાવે પયપાન પ્રેમે કરાવીયા રે
તેના ભાગ્ય તણો શું રહયો પછી કહો પાર –માતા
ત્રણે સતીઓ આવી માતા પાસે યાચવા રે
માતા અનસુયાજી આપો અમારા કંથ –માતા
માતા અનસુયાજી મુખથી એવું બોલીયાં રે
સતી ઓળખી લ્યોને નિજ નિજના ભરથાર –માતા

જ્યારે સતીઓ પોતાના ભરથારોને ઓળખવા અસમર્થ નીવડી ત્યારે સતી અનુસુયાએ ફરીથી અંજલી છાંટી ત્રણુ દેવોને પોતાના સ્વરૂપમાં કરી દીધા અને ત્રણુ દેવોનો એક સ્વરૂપમાં સમાવેશ થયો તે ગુરૂ દત્તાત્રય કે જેને ત્રણુ મસ્તક છ હુસ્ત અને બે ચરણુાવીંદ. શ્રી દત્ત ભગવાનકી જય. શ્રી રણુછોડરાયકી જય. શ્રી દ્વારીકાધીશકી જય.

**ભજન**

તારો નેડો લાગ્યો મને રાજા રણુછોડ રે
રાજા રણુછોડ રે રંગીલા રણુછોડ રે –તારો

અધમ ઉદ્ધારણુ નામ તમારૂં મહાતમ તેનું મોટું રે
હરતાં ફરતાં તુજ ને સમરૂં બાકી સરવે ખોટું રે –તારો

કાશી દેખી દેખી દુવારકા તીરથ દેખ્યા ઝાજા રે
સત સંગતમાં બેઠો ત્યારે મનડે મુકી માયા રે –તારો

ભવસાગરમાં ભુલ્યો પડયો છું સગા સંબંધી લુંટે રે
દાસ ઉપર જો દયા કરો તો ભવના બંધન છુટે રે –તારો

માગશર વદી ૯

**શ્રી ગુંસાઇજી, શ્રી વીઠલનાથજીનો મહોત્સવ**

**ભજન**

પરમકૃપાળુ શ્રી વલ્લભનંદન (૨)
કરત કૃપાની જ હાથ દે માથે ....પરમ

જે જન શરણુ આયે અનુસરહી (૨)
અહી સોંપત શ્રી ગોવરધન નાથ ....પરમ

પરમ ઉદાર ચતુર શીરોમણી (૨)
રાખત ભવ ધારા તે સાથે ....પરમ

ભજ કૃષ્ણુદાસ કારજ સબ સરહી (૨)
જો જાનત શ્રી વીઠલનાથ ....પરમ

### ભજન

શ્રી વીઠલનાથ બસત જીયજાકે
તાકીરીત પ્રીત છબી ન્યારી—શ્રી વીઠલ

પ્રફુલીત વદન કાંતી કરૂણામય (૨)
નૈનનમે ઝળકે ગીરધારી—શ્રી વીઠલ

ઉગ્ર સ્વભાવ પરમ પરમારથ (૨)
સ્વારથ લેશ નહિ સંસારી....શ્રી વીઠલ

આનંદ રૂપ કરત એક ક્ષણમે (૨)
શ્રી હરિજીકી કથા કહત વીસ્તારી—શ્રી વીઠલ

મન કર્મ વચનતાહી કો સંગ કીજે (૨)
પૈયત વ્રજ યુવતીન સુખકારી—શ્રી વીઠલ

કૃષ્ણુદાસ પ્રભુ રસીક મુગટમણી (૨)
ગુણુનીધાન શ્રી ગોવરધનધારી—શ્રી વીઠલ

## માગશર વદી ૧૧

## સફલા એકાદશી

આ એકાદશીનું નામ સફલા એકાદશી કહેવાનું કારણ એ છે કે આજ રોજે દેવને ફળ ધરાવવા, ફળનું દાન દઇ, ફળનું ભક્ષણ કરી ઉપવાસ કરવો. જેમ કરવાથી ઉત્તમ મનોવાંછીત ફળની પ્રાપ્તી થાય છે. પુર્વે ચંપાવતી નગરીમાં માહિષ્મત રાજા રાજ્ય કરતો હતો. તેને ચાર પુત્રો હતા. મોટો પુત્ર દુરાચારી નીવડવાથી રાજાએ એને દેશવટો દીધો હતો. દેશવટામાં દુઃખી થતો એક વખત અન્નજળ નહિ મળવાથી પીપળાના વૃક્ષ નીચે પડી રહ્યો અને થાકયો પાકયો થોડાક ફળ લાવી પીપળો કે જે વીષ્ણુરૂપ છે તેના મૂળમાં મુકયા અને ભગવાનને ધર્યા હોય એવો મનોભાવ દર્શાવ્યો દુઃખને લીધે ભગવાન વિષ્ણુના સ્મરણમાં જ તે રાત્રી કાઢી નાખી. આવી રીતે એકાદશીનો ઉપવાસ જાગરણ અને ફળદાન વીધીપુર્વક થયેલા હોવાથી તેને દૈવી સહાય મળી કે જે સહાયથી તેના પીતાએ તેને રાજ્ય સોંપ્યું. જે કોઇ ભાવપુર્વક અને વીધીસર આ એકાદશીનું વ્રત કરે તે ઉપર પ્રમાણે કલ્યાણને પાત્ર થાય છે.

### ભજન

કરો એકાદશી હરિ મળવાનું સાચું સાધન એજ છે
કુડ કપટ તજો સત્ય ધર્મને માર્ગે મુકિત સ્હેજ છે
વ્રત કરે તેને સત્ય આચરવું, કદી અસત્ય ઉરમા નવ ધરવું

બ્રહ્મચર્ય ધરી સુકૃત કરવું—કરો
કામ ક્રોધ મોહ મત્સર ટાળી, મદ લોભ મમતનું મુળ બાળી
જીભેથી જપવા વનમાળી—કરો
ચીત ચંચળ અતિ ભયકારી છે, વૃત્તીઓ બહુજ નઠારી છે
ઇંદ્રીયો વિષય વિકારી છે—કરો
દશ ઇંદ્રીયોનો મનરાજા છે એના અધીકારી બહુ ઝાઝા છે
એના વાગી રહ્યા માંય વાજા છે—કરો
એ ઇંદ્રીયોને મનવશ કરીને એકાગ્રથવું અંતરે ઠરીને
હરિ જપવા ધ્યાન હૃદયે ધરીને—કરો
રૂડી વીધીએ વ્રતજે આદરશે તેજન પ્રભુના પદમાં ઠરશે
નીશ્ચે એ ભવસાગર તરશે—કરો
જે ગાય શીખે ને સાંભળશે, ભલા ભાવથી ભક્તિ આ ચરશે
હરિ સંકટ સૌ એના હરશે—કરો

## પોષ માસ

પોષ માસના મહાન તહેવારોમાં મુખ્ય મકરસંક્રાતી છે કે તે દીવસે તીર્થક્ષેત્રો જેવા કે ગંગા ગોદાવરી નર્મદા આદી પવિત્ર સ્થળોએ સ્નાન કરવું દાન કરવું અને પ્રભુનું સ્મરણ કરવું. સર્વથી શ્રેષ્ટ પ્રભુનું નામ છે કે જેનો મહિમા નીચે વર્ણવ્યો છે.

"કાશીક્ષેત્ર વીષે સમે ગ્રહણને ગૌદાન કોટી કરે પુજે યજ્ઞ કદી સહસ્ર દશવા મેરૂસમુ સુવર્ણ દે સો સંક્રાતી કદી મહા મકરની વાસો પ્રયાગે કરે પણ તે પુણ્ય ન થાય તુલ્ય કદીએ

ગોવીંદના નામને” મકરસંક્રાતીના તહેવારમાં જે ઉંડી ધાર્મીક માન્યતા છે તેનું યોગ્ય કારણ તપાસતા માલમ પડે છે કે હીંદુસ્થાન રૂપી ભારતભુમી વા કર્મભુમીમાં અને ચાતુર્વર્ણ્યમાં જન્મ ધારણ કરનાર દરેક હીંદુનું ધ્યેય પરમાત્મા પ્રતી મુખ્યત્વે હોય છેજ. પોતાની જીવન યાત્રામાં જે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે તે પરમાત્માની ઇચ્છા અનુસાર જ મળે છે કારણ કે કર્મફલ પ્રદાતા તે મહાન ઇશ્વર જ છે. આ સત્ય માન્યતા પરા પુર્વથી જ અબાધીતપણે ચાલી આવે છે અને તેથી દરેક કાર્ય કે કર્તવ્ય તેની ઇચ્છાને અનુરૂપ થઇને કરવામાં આવે એટલે શાસ્ત્રોકત જે વચન તેજ તેની ઇચ્છા અને તે મુજબ વર્તન થતું રહેવાથી અગર વિશિષ્ટ કાળે વિશિષ્ટ કર્મ કરતા રહેવાથી અંતરાયોનો, દોષોનો કે પાપોનો ક્ષય થતો રહે છે જેથી બુદ્ધી પવિત્ર થતી રહે અને આવા કામ્ય કર્મોથી તે મહાન ઇશ્વરની કૃપાની પ્રાપ્તી પણ થતી રહે છે.

## પોષ સુદી ૧૧

## પુત્રદા એકાદશી

આજની એકાદશીનું નામ પુત્રદા એકાદશી છે. આજે દાન જપ કે હોમ આદી પુણ્ય કર્મનું ફળ અધિકાંશે પ્રાપ્ત થાય છે. પુત્રદા એકાદશીની એવી કથા છે કે ભદ્રાવતીના સુકેતુમાન રાજા અને શૈબ્યા રાણીને પુત્ર વગરનું રાજપાટ અને ગૃહ તથા રાજ્યનીધી શુન્ય લાગતા હતા. આનું કારણ પુછવા રાજા એક દીવસ મુનીઓના આશ્રમની શોધમાં નીકળી પડયો. એવામાં એક મુની કે જેનું નામ વિશ્વદેવા હતું તેના

આશ્રમમાં જઈ પોતે અપુત્ર હોવાનું જણાવ્યું. તે વિશ્વદેવા મુનીએ કહ્યું કે એકાદશી જેવું ઉત્તમ મનોવાંચ્છીત પુરનારૂં એકે વ્રત નથી માટે હે રાજન પોષ સુદી એકાદશીનું વ્રત શ્રદ્ધાપુર્વક તું કર કે જેથી તને પુત્ર પ્રાપ્તી થશે. રાજાએ તે મુજબ વ્રત કરવાથી કાળે કરીને તેની ઇચ્છા પુર્ણ થઇ.

ભજન

આજે એકાદશી વ્રત આદરીએ
આજે ભગવદ ભજન વિષે ભળીએ
આજે પંચ વિષય વિષ પર હરીએ—આજે
દશ ઇંદ્રીયોનીજ દેહની દમન કરી હરીજાણીએ
મન મુખ્ય છે અગીયારમું એકાદશી ઉરઆણીએ
આજે સત્ય સ્વાનુભવ સીદ્ધ કરીએ
આજે જીવન જ્યોત પ્રગટ કરીએ
આજે રસરૂપ ગંધને પરહરીએ
આજે સ્પર્શ કુ શબ્દ તજી ફરીએ—આજે
દેહરથ વિષે દશ ઇંદ્રીયો તે અશ્વરૂપ એંધાણ છે
મન મહારથી છે મદ ભર્યો એ સારથીરૂપ જાણ જે
આજે દેહનો રથ નવ જોતરીએ
આજે આત્મ સ્વરૂપે અચળ ઠરીએ
આજે શમદમ સાધન સજ કરીએ
આજે વિષમ વાટે ના વીચરીએ—આજે

શુરવીર સંતો જે સ્થળે હરિનામ ધુન કીર્તન કરે
તે સ્થાનમાં સ્નેહે સીધાવો પાપ પૂર્વેના ટળે
આજે વૃત્તી એવા વ્રતમાં ધરીએ
આજે સુક્ષમફલ પ્રાશન કરીએ
આજે દેહ દશા દીલ નવ ધરીએ
આજે ભક્તિના માર્ગે વીચરીએ—આજે
લૌકિક અલૌકિક અર્થ ને એ આપનારૂ વ્રત છે
આત્મિક અને દૈહીક અર્થ સમર્પતું અમૃત છે
આજે જાગ્રત રજની ભજન કરીએ
પુંજી રામની સેવા સફળ કરીએ—આજે

## પોષ સુદી ૧૫

## પોષી પુનેમ

આ પુનેમના રોજે દેવી અંબીકાનો જન્મ થયો હોવાથી દેવીભકતો ધામધુમથી ઉજવે છે. અને દરેક માસની પુનમ એટલે રણુછોડરાયજીનો ઓચ્છવ શ્રી રણુછોડરાયકી જય શ્રી દ્વારીકાધીશકી જય.

### ભજન

લાલ વ્હારે આવો તો વ્હેલા આવજો રે
સાથે ત્રીકમ છોગાળાને લાવજો રે—લાલ
લાલ નોબત વાગી હરિના નામની રે
એ તો પ્રેમી ભકતોના કામની રે—લાલ

દેશ ગુજરાતમાં એક ગામ છે રે
એ તો રાયરણછોડનું ધામ છે રે—લાલ

## પોષ વદી ૧૧

## ષટ્તિલા એકાદશી

પોષ વદી એકાદશીનુ નામ ષટ્તિલા એકાદશી છે એટલે તે દિવસે તિલસ્નાન તિલદાન તિલ હોમ તથા તિલ ભક્ષણ કરવાથી પુણ્ય થાય છે દારિદ્રતા તથા દુઃખ અને કષ્ટનો નાશ થાય છે.

### ભજન

એવું એકાદશી વ્રત કીજી એરે—ટેક
જેથી તન મન પાવન થાય—એવું
વહેલા ઉઠીને આસન છોડતા રે (૨)
જીભથી જપીએ જાદવરાય—એવું
સ્નાન સેવા દીક કર્મ કર્યા પછી રે (૨)
મનથી નીશ્ચય કરવો એમ—એવું
આજે હું વેર ઝેર કોઇથીં નહિ કરૂં રે (૨)
સૌનું ચાહીશ કુશળક્ષેમ—એવું
પગથી ચાલી જવું હરિધામમાં રે (૨)
પ્રેમે નીરખવા સુંદર શ્યામ—એવું
શ્રવણે સુણવી કથા કીરતારની રે (૨)
મુખથી રટવું રામનું નામ—એવું

હાથથી વંદીએ માનવ માત્ર ને રે (૨)
દઇએ દીનજનોને દાન—એવું
કામ ક્રોધાદીક કરીએ વેગળા રે (૨)
ધરીએ ધરણી ધરનું ધ્યાન—એવું
આઠે પહોર આનંદમાં રીજીયે રે (૨)
ગાઇએ ગોવીંદજીના ગાન—એવું
ચારે અંતઃકરણની ચેતના રે (૨)
જોડીએ પ્રભુથી ભૂલીએ ભાન—એવું
અનશન વ્રતથી અંગ શુચી કરી રે (૨)
કરવું રાત્રે હરિ કીર્તન—એવું
દાસગોવીંદનો સ્વામી શામળો રે (૨)
આખર દેશે જરૂર દર્શન—એવું

## માઘ માસ

મહા મહીનો તીર્થ સ્નાન માટે ઉત્તમ અને પવિત્ર મનાય છે.

## વસંત પંચમી

કામદેવના મિત્ર વસંતનો જન્મ આજે થવાથી આજના દીવસનું નામ વસંત પંચમી કહેવાય છે. વસંત ઋતુમાં વૃક્ષો જેવા કે ચંપો, ચંબેલી, મોગરો, જાઈ, કેતકી, કેવડો, ગુલાબ આસોપાલવ, કમળ આદી પુષ્પોની સુગંધ બ્હેકાવી રહ્યા હોય છે. નીર્મળ પાણીવાળા જળાશયો અને તળાવો શોભી રહ્યા છે. વસંત પંચમી એ વસંત ઋતુની શરૂઆતનો દીવસ છે. હવેલીઓમાં દેવ મંદીરોમાં આજે વૃક્ષોની વાડી કરી વન

જેવી શોભા કરી ગુલાલ અને અબીલથી મંડળો કાઢે છે તથા દેવ આગળ આજથી ગુલાલ અબીલ ઉડાડવાનો પ્રારંભ થાય છે. આજથી તે હોળી સુધી વસંત રાગ અને હોળીના પદો ગાવાનો રીવાજ છે એટલે વૃંદ્રાવનના ઉપવનોમાં વિહાર કરતા શ્રી કૃષ્ણચંદ્રનું ધ્યાન, પુજન તથા ઉત્સવના ભકિત પુર સર ચીન્હો દર્શાવાય છે. શ્રી ભગવાને "ઋતુનાં કુસુમા કર" એમ સ્વમુખે ગીતાજીમાં ગાયું છે.

**ભજન**

રસીલી રાણી રાધા વસંતને વધાવીએ
વસંતને વધાવીએ વસંતને વધાવીએ....રસીલી
મોર દીસે છે આંબા ઉપર બ્હેની
સોળ સહસ્ત્ર મળી છે સાહેલી
કળશ ભરાવો વધાવો રાણી રાધા....રસીલી
કેશર ઘોળ્યા કુમ કુમ ઢોળ્યા [૨]
પ્રભુજીના વાધાએ રંગ માંહી બોળ્યા [૨]
ગુલાલમાં ઘેલી ઘુમે છે રાણી રાધા....રસીલી
આસો પાલવના તોરણ બંધાવો [૨]
સાચા મોતીના રૂડા ચોક પુરાવો [૨]
વસંત વીહારીલાલ આવે છે સામે....રસીલી

ફકત વસંત રૂતુમાં જગતની વનવાડીઓ ખીલશે બ્હેકશે અને સુગંધ પ્રસારશે પણ એક એવી પુલવાડી છે કે જેની સુગંધ જેની સુવાસ જેની પલ્લવતા ચીરકાળની છે.

એ વાડીના પુષ્પો ખરતા નથી કરમાતા નથી કે વાસ મારતા નથી એની નવ પલ્લવતા ચીરકાળની છે અને એ વાડી તે સાધુસંતોની ફુલવાડી એના પુષ્પો ભજનના હરિ નામના અને ભગવદ જશ ગુણાનુવાદના જગતના પ્રાતઃસ્મરણીય અને વંદનીય પરોપકારી સંતોએ તે જન હીતાર્થે પોષેલી છે. એની સુવાસ તમારી અંતરવૃત્તીઓ પલટાવશે તમારી ભાવનાઓ પલટાવશે તમારા નેણો પલટાવશે અને તમારા આખા જીવનને પલટાવી નાખશે તો આવો પધારો પ્રેમે એ સંતોની ફુલવાડીમાં.

**ભજન**

મારે આંગણે રચાવી ફુલવાડી
ગુલાબની આવો ફરવા
મીઠી લ્હેરો જ્યાં વાયરાતદહાડી
ગુલાબની આવો ફરવા
ફુલથી છવાઇ પર્ણકુટીને
ફુલથી છવાયેલ ચોક રે
ફુલથી છવાયા લતામંડપ
વળી ફુલથી છવાયેલ ગોખ....ગુલાબ.
ફુલથી સાધુ સંતોને પુજુ
ફુલ ચઢે અમ દેવશીર રે
ફુલથી ભર્યાં વનવાટીકા રસાલ
ભર્યાં ફુલથી અમારા શરીર....ગુલાબ.

છાબ ભરી દઇશ હાર કરી દઇશ
ગજરા ગુંથી દઇશ સારા રે
ફુલ વર્ષાવું વધાવું ફુલે
કરૂં સત્કાર ફુલથી તમારા....ગુલાબ.

## મહા સુદી ૮

## ભીષ્માષ્ટમી

આ આઠમનું નામ ભીષ્માષ્ટમી છે કેમ કે ઇચ્છા મરણી ભીષ્મ પિતામહ જેઓ બાણુશય્યા ઉપર પડેલા તેઓએ આજને દીવસે દેહ ત્યાગ કરી પરમ ધામમાં પ્રયાણ કર્યું.

## મહા સુદી ૧૧

## જયા એકાદશી

આ એકાદશીનું નામ જયા એકાદશી છે કેમ કે આ એકાદશીનું વ્રત કરનાર સર્વત્ર જય અને ઇષ્ટ સંપત્તીની પ્રાપ્તી કરી શકે છે. તે સંબંધમાં આજની એકાદશીની એકથા છે કે એકવાર સ્વર્ગમાં ઇંદ્રરાજાની સભામાં અપ્સરાઓના નૃત્ય અને ગાન થઇ રહ્યા હતાં તેવામાં માલ્યવાન નામનો ગંધર્વ પુષ્પવતી નામની અપ્સરા ઉપર મોહ પામ્યો આ વસ્તુની ઇંદ્રને જાણ થતાં તે બન્નેને પિશાચ યોનીન પામવાનો શ્રાપ આપ્યો. ઇંદ્રના શ્રાપથી તે બન્ને હીમાલયની નજીક પીશાચ રૂપે વીચરવા લાગ્યા. એક વખતે માઘ માસની અત્યંત ઠંડીમાં તેઓ બન્ને ઠુંઠવાઇ ગયા અને તેથી આખો દિવસ કાંઇ ભક્ષણ કર્યું નહિ અને પાણી પણ પીધું નહિ. રાત્રે નીંદ્રા નહિ

આવવાથી પીપળાના વૃક્ષ તળે જાગરણ કર્યું એ દીવસ જયા એકાદશીનો હતો. બારસને દીવસે સૂર્યોદય થતાં જ તે બન્નેને દીવ્યદેહ પ્રાપ્ત થયા અને ઇંદ્રલોકમાં પાછા આવ્યા એવી મહીમાવંતી આજની એકાદશી છે.

**ભજન**

કોડે કોડે એકાદશી કીજીયે રે
એવું વ્રત જાવા નવ દીજીયે રે....કોડે.
એ વ્રત કરે તે ધન્ય માનવી રે–૨
તે તો નહાયો કોટીકવાર જાન્હવી રે....કોડે.
જેણે વચન પ્રમાણે વ્રત આદર્યું રે–૨
તેણે કારજ પોતાનું સર્વે કર્યું રે....કોડે.
એનો મહીમા મુનીવર ગાય છે રે–૨
અવિનાશી મળ્યાનો ઉપાય છે રે....કોડે.
બ્રહ્માનંદ કહે એમાં હરિ રહ્યા વસી રે–૨
કીધી ઉદ્ધવ પ્રમાણે એકાદશી રે....કોડે.

## મહા વદી ૭

મહા વદી સાતેમ શ્રી નાથદુવારામાં શ્રી નાથજીનો મહોત્સવ અતિ આનંદથી ઉજવાય છે.

**ધુન**

શ્રી વલ્લભ વીઠલ શ્રીજીશરણ ૨ જાઓ શ્રીજીશરણ
જાય જનમ મરણ ૨ શ્રી વલ્લભ વીઠલ શ્રીજીશરણ

**ભજન**

મારૂ મન મોહ્યું રે શ્રી ગોરધનનાથજીને લટકે ૨
લટકે ને વળી મટકે ૨....મારૂં
વેણું વગાડી વ્હાલેવશ કરી લીધા ૨
વેંત વાંસલડીના કટકે ૨....મારૂં
વન્દ્રા તે વનની કુંજ ગલનમાં ૨
ઘર ખોયું નવ ખટકે ૨....મારૂં
શ્રી પુરૂષો-તમકી છબી નીરખત ૨
ચરણુકમળ ચીત અટકે ૨....મારૂં

**ભજન**

સમજુજનોને સમજાય એવી સાન શ્રીજીની ૨
અણુ સમજુ ગોથા ખાય એવી સાન શ્રીજીની
....સમજુ

દૈત્ય પુત્ર પ્રહલાદ સમજયો શ્રીજી કેરી સાનમાં ૨
હીરણ્યા કશ્યપ ગોથા ખાય એવી સાન શ્રીજીની
....સમજુ

ભરત ભાઇ રામજી કેરો સમજયો શ્રીજી સાનમાં ૨
પેલી કૈકયી ગોથા ખાય એવી સાન શ્રીજીની
....સમજુ

મીરાં દાસી ગીરધર કેરી સમજી શ્રીજી સાનમાં ૨
પેલો રાણો ગોથા ખાય એવી સાન શ્રીજીની
....સમજુ

ભક્ત વિભીષણુ લંકા કેરો સમજ્યો શ્રીજી સાનમાં ૨
દશ મુંડી ગોથા ખાય એવી સાન શ્રીજીની
....સમજુ

જાદવ કૃપાથી કણુએ સમજ્યો શ્રીજી કેરી સાનમાં ૨
અવળું જગત ગોથા ખાય એવી સાન શ્રીજીની
....સમજુ

## મહા વદી ૧૧

## વિજ્યા એકાદશી

મહા વદી એકાદશીનું નામ વિજ્યા એકાદશી છે જ્યારે સીતાજીનું હરણ થયું અને શ્રી રામચંદ્રજી સૈન્ય સહીત લંકામાં જવા સારૂં સમુદ્ર ઓળંગવાના વિચારમાં પડયા ત્યારે નજીકમાં બકદાલભ્ય નામના મુનીનો આશ્રમ હતો સ્વામીરામે સમુદ્ર કેવી રીતે ઓળંગવો એ વાત મુનીને પુછી. બકદાલભ્યે કહ્યું કે હે રામ તમો વિજ્યા એકાદશીનું વ્રત કરો કે જે વ્રતના પ્રભાવથી તમે સમુદ્ર ઓળંગી લંકામાં પ્રવેશ કરી શકશો. મુનીના વચનને પ્રમાણુ માની શ્રી રામચંદ્રજીએ લક્ષમણુ સહીત સર્વ સેનાધીપતીઓ સહીત વિજ્યા એકાદશીનું વ્રત કર્યું કે જે વ્રતના પ્રભાવથી સમુદ્ર ઉપર પાજ બાંધી લંકામાં જઈ રાવણુને મારી સીતાજીને તેડી લાવવા રૂપ વિજયને પામ્યા.

### ભજન

હરિજન હોય તે હરિને ભજે,
વ્રત એકાદશી તે કદી નવ તજે રે–ટેક

જાણે માત સમાન પર નારને રે,
ગણે તુચ્છ સરીખો સંસારને રે—હરિજન
પરધન હરામ જેને નવ ખપે રે,
જીભે રાત દિવસ પ્રભુને જપે રે—હરિજન
માયા જીવ ઇશ્વરના જાણે મર્મને રે,
રટે બ્રહ્મ થઇ પર બ્રહ્મ ને રે—હરિજન
બ્રહ્મા નંદના વ્હાલાની છબી ઉર ધરે રે,
મતવાલો થઇ જગમાં ફરે રે—હરિજન

ભજન

રામજી અયોધ્યાવાલા રે સરદાર હમારા—ટેક
અવધપુરીમાં રામે જનમ લીયો હય ૨
દશરથ કુળ અજવાળ્યા રે સરદાર હમારા—રામજી
સીયારામ લક્ષ્મણ ભરત શત્રુઘન ૨
પાંચોના એક અવતારારે સરદાર હમારા—રામજી
જનકપુરીમાં રાયે જગન કીયો હય ૨
ધનુષ ઉઠાવન હારારે સરદાર હમારા—રામજી
સાગર ઉપર રામે પાળ જ બાંધી ૨
સન્યને પાર ઉતાર્યા રે સરદાર હમારા—રામજી
લંકામા જઇ રામે રાવણ માર્યો ૨
રાજ વિભિષણને આપ્યા રે સરદાર હમારા—રામજી
આજને દીવસે રામ અયોધ્યા પધાર્યા ૨

આનંદ અધીક વધાર્યા રે સરદાર હમારા—રામજી
તુલસીદાસ પ્રભુ તીહારે મીલનસે ૨
ભવો ભવપાર ઉતાર્યા રે સરદાર હમારા—રામજી

## મહા વદી ૧૪

## મહા શીવરાત્રી

દરેક માસની વદી તેરસે કે ચૌદશે શીવરાત્રી તો હોય છેજ. માહા વદી ચૌદશની મધ્યરાત્રે આવતી જે ચૌદશ તેનું નામ મહાશીવરાત્રી કહેવાય છે. જે માણસ શીવરાત્રી વ્રત કરે છે તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે એમ શાસ્ત્રકથન છે. શીવજીના લીંગમય મૂર્તિનું પ્રાકટય આજે મધ્યરાત્રે થયેલું હોવાથી તે મહાશીવરાત્રી કહેવાય છે. આ વ્રતમાં ઉપવાસ શીવ પુજન અને જાગરણ એ ત્રણ મુખ્ય કર્તવ્ય છે. જ્યાં જ્યાં શીવલીંગ હોય છે ત્યાં ત્યાં મહાદેવજીનું સાનીધ્ય હોય છે. આ વ્રત તથા પુજન શ્રી કાશી આદી બાર જ્યોતિર્લિંગમાં કરવામાં આવે તો તેનો મહીમા અપાર છે તે બાર જ્યોતિર્લિંગના નામો તથા સ્થળો નીચે પ્રમાણે છે.

### દ્વાદશ જ્યોતિર્લિંગ

સૌરાષ્ટ્રે સોમનાથંચ શ્રી શૈલે મલ્લિકાર્જુનમ્ ।
ઉજ્જયિન્યાં મહાકાલ મોકાંર મમલેશ્વમ્ ॥
પરલ્યાં વૈજનાથંચ ડાકિન્યાં ભીમશંકરમ્ ।
સેતુબન્ધેતુ રામેશં નાગેશં દારૂકાવને ॥

વારાણસ્યાં તુ વિશ્વેશં ત્ર્યંબકં ગૌતમી તટે ।
હિમાલયે તું કેદારં ઘૃણેશં શિવાલ્યે ॥
એતાની જ્યોતિર્લિંગાની સાયંપ્રાત: પઠેન્નર ।
સપ્ત જન્મ કૃતં પાપં સ્મરણેન વિનસ્યતિ ॥

## દ્વાદશ જ્યોતિર્લિંગની આરતી

જય દેવ જય દેવ જય જય જગ સ્વામી, શિવ જય જય૦
દ્વાદશ જ્યોતિ સમરૂં સેવું શીરનામી ૐ
હરહરહર મહાદેવ

પ્રથમ સોરઠે સોમનાથ, નીત્ય દરશન દીજે-શીવનીત્ય૦
શ્રી શૈલે મુનીસાર, મલ્લિકાર્જુન બીજે ૐ
હરહરહર મહાદેવ

ત્રીજા શીવકેદાર, ગંગોદક ગાજે–શીવ ગંગોદક૦
ચોથા શીવ ૐ કાર, તે, રેવા તટરાજે ૐ
હરહરહર મહાદેવ

પંચમ પુર્વ પ્રદેશ વૈજનાથ ઝાડખંડી–શીવ વૈજનાથ૦
છઠ્ઠા શીવનાગેશ્વર, ધ્યાન ધરે દંડી ૐ
હરહરહર મહાદેવ

સપ્તમાં દીન દયાળ, વિશ્વેશ્વર કાશી,–શીવવિશ્વેશ્વર૦
અષ્ટમાં શીવ મહાકાળ, ઉજ્જનનાવાસી ૐ
હરહરહર મહાદેવ

નવમા ભીમાશંકર, ભક્તિ અચળ ભાવે–શીવભક્તિ૦
દશમા શીવ રામેશ્વર, શ્વેતબિંદુ કહાવે ૐ
હરહરહર મહાદેવ

ઘૃણેશ્વર ગુણવાન, એકાદશ જ્યોતી–શીવ એકાદશ૦
દ્વાદશાત્ર્યબંક નાથ, ગુરૂ મુખ લ્યો ગોતી ૐ
હરહરહર મહાદેવ

આરતિ અખંડ પ્રકાશ, જે ભાવે ગાશે–શીવ જે૦
સુકૃત્ય નરને નાર, કૈલાસે જાશે ૐ
હરહરહર મહાદેવ

આ શીવરાત્રીનો ઓચ્છવ શીવપંથી અને વૈષ્ણવપંથી બધા ઉજવે છે અને પાળે છે રામાયણમાં શ્રી રામચંદ્રજી શીવજીનું ધ્યાન ધરતા અને શીવજી શ્રી રામનું ધ્યાન ધરતા. આ રીતે શીવ અને વિષ્ણુ એક બીજા પ્રતી અનન્ય રૂપે છે. અર્જુનને પાશુપત્ય અસ્ર મેળવવા કાજે શીવજીનીજ ભક્તિ કરવા શ્રી કૃષ્ણચંદ્રે પ્રેરણા કરી હતી. રામાવતારમાં તો સાક્ષાત ભગવાન શ્રી રામે શ્રી રામેશ્વરની સ્થાપના કરી હતી. ગીતાજીના દશમાં અધ્યાયમાં ભગવાન શ્રી કૃષ્ણે કહ્યું છે કે "રૂદ્રાણાંશંકરશ્ચાસ્મિ" એટલે શંકર મ્હારૂંજ સ્વરૂપ છે.

**ભજન**

મળીયા છો શીવ જટાધારી જોગેશ્વર અમને મળીયા છો
શીવ જટાધારી

ડુંગર ઉપર નીરજ નોતું વ્હાલા ર
ખીલી છે ફુલ કેરી વાડી–જોગેશ્વર

જોગેશ્વર રીજે તો નવનીધી આપે વ્હાલા  ૨
ભકતોને લે છે  ઉગારી--જોગેશ્વર
ભાંગ ધંતુરો શીવને ચઢે છે વ્હાલા ૨
રામની ભકિત જેને પ્યારી--જોગેશ્વર
થોડી ભકિતથી રીઝી ઘણું આપો છો વ્હાલા  ૨
ગહન ગતિ છે તમારી--જોગેશ્વર
ભવરે સાગરમાં દીન દાસ ડુબે વ્હાલા ૨
શંકર મહાદેવ લેજો તારી--જોગેશ્વર

**ભજન**

જય જય ભોળા શંભુ (૨) મેં તેરે દર્શન આયો,
તેરે દર્શન આયો બાવા, તેરે દર્શન આયો—જય જય
કૈલાસમેં હય વાસ તુમારો, અંગે ભભુત લગાયો,
નંદી કો રખવાયો (૨)મેં તેરે દર્શન આયો,—જય જય
વ્યાઘ્રચર્મ કે વસ્ત્ર બનાયે, ત્રીશુળ ડમરૂલાયો,
શૃંગીનાદ બજાયો (૨) મેં તેરે દર્શન આયો—જય જય
ગળે મેં રૂદ્રકીમાળા ડાલી, સારી દોલત પાયો,
ઝોલી મેં ભર લાયો (૨) મેં તેરે દર્શન આયો—જય જય
શીરપે ગંગાધારા ચલતી, શેષનાગ લપટાયો,
બીજ ચંદ્ર ચમકાયો (૨)મેં તેરે દર્શન આયો—જય જય
પ્રીતે હરહર શીવસદાશીવ શંકર નામ ગવાયો,
પુનીતકે મનભાયો (૨) મેં તેરે દર્શન આયો—જય જય

### ભજન

તું તો મેરા સચ્ચા શંભુ ધન્ય તેરી સાહેબી
ભુમીકો ગાલીચોકીનો આસમાન ચાંદની—તું તો
પવન તો બુવારી વારે મેઘ હય પખાલચી (૨)
કુબેર ખજાનેદાર ઈંદ્ર હય નગારચી—તું તો
બ્રહ્મા ગાવે નારદ નાચે સ્તુતી કરે ભારતી (૨)
ચંદ્ર તો મશાલ ધરે સુર્ય કરે આરતી—તું તો

### ભજન

કૈલાસવાસી શંભુ તુમકો લાખો પ્રણામ
ડમરૂધારી શીવજી તુમકો લાખો પ્રણામ
તુમકો લાખો પ્રણામ
અંગવિભુત શીરગંગ બીરાજે–૨
કંઠશેષ અરૂ ચંદ્ર બીરાજે–૨
ભુત પીશાચ નીકટ નહિ આવે–૨
સ્મશાનવાસી શંભુ–તુમકો
શીવશંકર હરનામ તુમારા–૨
પાર્વતીજી કે પ્રાણ પીયારા–૨
ભકતોકે તુમહો રખવાલા
ત્રીશુલ ધરનેવાલે–તુમકો
કામદેવકો તુમને જલાયા–૨
નામ ત્રીલોચન આપ ધરાયા–૨

ભોલે શંભુ આપ કહાયા–૨
હરભોલે શીવ ભોલે–તુમકો
અલખ નીરંજન નામ ધરત હો–૨
દેવનમે મહાદેવ આપ હો–૨
નામહીતેસા કામ દીસતહો–૨
વીષકે પીનેવાલે–તુમકો
કલ્યાણ કરો શીવ શંભુ પ્યારે–૨
પડેશરણમે આય તુમારે
હમ સેવક હય સબહી તુમારે–૨
તુમહો દીન દયાલે–તુમકો

## ફાગણ માસ

### ફાગણ સુદી ૧૧

### આમલકી અથવા કુંજ એકાદશી

આ એકાદશીનું નામ આમલકી એકાદશી કહે છે તેનું બીજું નામ કુંજ એકાદશી પણ છે. કારણ કે આજે ઠાકોરજીને કુંજમાં ઝુલાવવામાં આવે છે. આ એકાદશીનું નામ આમલકી પડયાનું કારણ આમળીના ઝાડ નીચે પરશુરામનું આજે પુજન કરવામાં આવે છે, કે જે આમળીનું શ્રી રામચંદ્રજીએ પણ પુજન કર્યું હતું. એક વખતે માંધાતા નામના મહાન રાજાએ વસિષ્ઠ મુનીને પુછયું કે મહારાજ તત્કાળ ફળ આપે એવું વ્રત કહો જે ઉપરથી વસિષ્ઠ મુનીએ કહ્યું કે હે રાજન ફાગણ માસના શુકલ પક્ષની એકાદશી કે જેનું નામ આમલકી

એકાદશી છે તેનું વ્રત મહા પુણ્યકારક અને તુરતમાં ફલ દેનારૂં તથા કીલ્મીષોનો નાશ કરનારૂં છે તે વીષે બનેલી એક કથા તમને કહું છું તે સાંભળો. વૈદીશ નામનું નગર હતું ત્યાંની પ્રજા પરમ સુખી હતી કોઇપણ વાતનું દુઃખ એ નગરમાં ન હતું કેમકે તે નગરનો રાજા ચૈત્રરથ પરમ વિષ્ણુ ભક્ત હતો. એક સમયે આમળીના ઝાડ નીચે રાજા પ્રજા ઉભયે આ એકાદશીનું વ્રત કર્યું તેમાં પરશુરામનો નીવાસ જેમાં છે તેવા આમળીના ઝાડ નીચે પાંચ પલ્લવ અને પાંચે રત્ન સહીત કુંભ સ્થાપન કરી તે ઉપર વિષ્ણુ ભગવાનનું સ્થાપન કરી વિધીવત પુજન કર્યું તે પુજા ચાલતી હતી તે દરમ્યાન એક શીકારી ભુખ્યો તરસ્યો ત્યાં આવ્યો પણ આ પુજાની વીધીની ચીકીત્સામાં ભૂખ તરસ ભુલી જઇ તેમાંજ લગની લાગી અને તે ત્યાંજ બેસી રહ્યો. એકાદશીનું મહાત્મ્ય સાંભળ્યું અને રાતનું જાગરણ કર્યું. જ્યારે તે મરણ પામ્યો ત્યારે જયંતી નગરનો વીદુરથ રાજાનો વસુરથ નામનો પુત્ર થયો. દૈવયોગથી તે એક વખત જંગલમાં ભુલો પડયો અને થાકયો પાકયો એક સ્થળે સુતો એવામાં ચોર લુટારૂ યવનો જે તેનાથી ત્રાસી ગયા હતા તે અચાનક તે રસ્તે આવી પહોંચતા તે રાજકુમારને મારવા લાગ્યા પણ એ કુમાર ઉપર પડતાં બાણ કે હથીયાર કાંઈ અસર કરી શકયા નહિ પણ ઉલટા મારનારાઓના હાથ ઠુંઠા થઇ ગયા એટલામાં એ રાજકુમારના શરીરમાંથી એક સુંદીર દીવ્ય વસ્ત્રાલંકાર ધારણ કરેલ એક શકિત સ્ત્રીરૂપે નીકળી પોતાની પાસેના ચક્રથી સર્વ યવનોનો નાશ કર્યો. રાજકુમાર જાગી જુવે છે તો આ કૌતુક જોઇ

વિચારવા લાગ્યો કે આ શું ! એટલામાં આકાશવાણી થઈ કે હે રાજકુમાર કેશવ વિના બીજું કોણ સહાય કરનાર તને હોય ? આગલા જનમમાં કરેલ એકાદશીના વ્રતનો આ પ્રભાવ છે. જે કોઇ આ વ્રત વીધીસર કરશે તેની ઇષ્ટ કામનાઓ સીદ્ધ થશે એવી આ કથા બ્રહ્માંડ પુરાણમાં છે.

**ભજન**

ભલે આવી અનુપમ એકાદશી રે,
મારે વ્હાલે મુજ સામું જોયું હસી રે—ભલે
આજવાધી આનંદ કેરી વેલડી રે (૨)
થઇ રસીયા સંગાથે રંગરેલડી રે—ભલે
લટકાળા કુંવર નંદલાલના રે (૨)
ચિત્તડામાં ખુંચી છે છબીચાલની રે—ભલે
રંગભીનો રમે રસ રંગમાં રે (૨)
અતિ આનંદ થયો છે મારા અંગમાં રે—ભલે
પ્રીતી જાણી રસીલો વચને પળ્યા રે (૨)
બ્રહ્માનંદનો વ્હાલો મુજને મળ્યા રે—ભલે

**ભજન**

રક્ષક લક્ષ્મીનાથ અમારે—૨
એજ નીભાવે અમને જગમાં—૨
વિપત્તી કષ્ટનીવારે—અમારે
એજ પાપ કરૂણા કરી બાળે—૨
ભક્તિ જ્ઞાન વધારે—અમારે

હામ બની રહે છે હૈયામાં—૨
એ ધણીને આધારે—અમારે
એ પામ્યાથી પરવા નહિ પછી—૨
બીજી કશીએ લગારે—અમારે
સારૂં કરશે અહિં ને ત્યાંનુ—૨
અનંત નક્કી ધારે—અમારે

## ફાગણ સુદી ૧૫

## હોળી અથવા હુતાશની

ભારતના સર્વ તહેવારોમાં ચાર તહેવાર મુખ્ય મનાય છે. બળેવ, દશેરા, દીવાળી અને હોળી હોળીના ઉત્સવો અખીલ ભારત વર્ષમાં સર્વત્ર ઉજવાય છે. હોળીની ધાર્મીક માન્યતાઓ નીચે મુજબ મનાય છે.

(૧) સઘળા દુષ્ટોના નાશ માટે સર્વ રોગોની શાંતી માટે આ પુર્ણીમાને દીવસે બ્રાહ્મણો હોમ કરે છે તેથી તે હોલીકા અથવા હોળી મનાય છે. આમ વ્રતરાજ આદીમાં ભવિષ્ય પુરાણ ઉપરથી લીધેલું કથન છે.

(૨) ભવિષ્ય પુરાણમાં એવી કથા છે કે યુધિષ્ઠીર રાજાએ શ્રી કૃષ્ણને પુછયું કે ફાલ્ગુન માસની પુર્ણીમાએ લોકો ઉન્મતપણે ઉત્સવ કરે છે તેનું કારણ શું ? જેથી ભગવાન શ્રી કૃષ્ણે કહ્યું કે રઘુરાજાના રાજ્યમાં એક ઢુંઢા અથવા હોડા અગર હોળીકા નામની રાક્ષસીએ તપ કરી શંકરને પ્રસન્ન કરી વરદાન મેળવ્યું કે દેવોથી રાક્ષસોથી મનુષ્યોથી તેમજ

અસ્ત્રોથી, શસ્ત્રોથી કે મંત્રોથી, દીવસમાં, રાત્રીમાં વનમાં કે ઘરમાં શીતમાં કે ઉનાળામાં કે ચોમાસામાં મારૂં મરણ ન થાય. મહાદેવજી ભોળાનાથ ભોળા તે ભોળા વરદાન તો આપ્યું પણ કહ્યું કે ઋતુ સંધીમાં સંધ્યા સમયે છોકરાઓથી તને ભય છે. આથી તે રાક્ષસી છોકરાઓને ઢુંઢી ઢુંઢીને મારવા લાગી. લોકોનો કકળાટ સાંભળી રઘુરાજાએ વસિષ્ટ મુનીના કહેવા પ્રમાણે છોકરાઓ પાસે છાણા લાકડા એકઠા કરાવી તેનો ઢગલો કરાવ્યો રક્ષઘ્નો મંત્રો ભણતાં તે તેમાં પેઠી એટલે અગ્ની મુકી સંધ્યાકાળે તેને બાળી મુકી આ રીતે લોકોનો ભય દુર થયો અને હોળીની શરૂઆત થઇ.

(૩) દક્ષીણના લોકો આજના દીવસે હોળીને કામદહનના ઉત્સવ તરીકે ગણે છે. એટલે શીવજી તપ કરતા હતા. દેવોએ કામદેવને મોકલ્યો પણ ત્રીજું નેત્ર ઉઘાડી કામદેવને શીવજીએ ભસ્મ કરી મુકયો તે આજેજ તેથી હોળીનો ઉત્સવ શરૂ થયો.

(૪) ઉત્તર હીંદમાં એવી માન્યતા છે કે શ્રી કૃષ્ણચંદ્ર જ્યારે નાના હતા ત્યારે ઝેરી દુધ પાવાને મસે કંસે પુતના નામની રાક્ષસી મોકલી હતી. પરંતુ દુધ પીતાં પીતાં શ્રી કૃષ્ણચંદ્રે તેના પ્રાણ ચુસી લીધા અને છોકરાઓએ પુતનાને સળગાવી દીધી. તે દીવસથી હોળીનો ઉત્સવ શરૂ થયો.

(૫) છેલ્લી કથા ભકત પ્રહલાદની છે દૈત્ય હિરણ્યકશ્યપને ત્યાં ભગવાનનો પરમ ભકત પ્રહલાદ જન્મ્યો. દૈત્યે વિષ્ણુનું

નામ છોડાવવા અનેક પ્રયત્નો કર્યા સરીતામાં ડુબાડયો હાથીના પગ નીચે છુંદયો. ભુજંગના ડંસો દીધા પહાડ ઉપરથી ગબડાવ્યો છતાં એ ભકત પ્રહલાદને કાંઈ પણ આંચ આવી નહિ છેવટે દૈત્યની બ્હેન હોળીકા પ્રહલાદને ખોળામાં લઈને બેઠી. એ ધારણાથી કે વરદાનને કારણે પોતે બળશે નહિ અને પ્રહલાદ બળી જશે પણ થયું તેથી ઉલટું ફોઇ બળી મુઆ અને પ્રહલાદ જીવતા રહ્યા. આથી હોળીનો ઉત્સવ શરૂ થયો. હોળીમાં લાકડા બળે છાણા બળે ઘાસ બળે અને એ વરસમાં એક દીવસ. જ્યારે અસંતોષી તૃષ્ણાવંત લોભી અને કામી પુરૂષોના હ્રદયમાં નીરંતરની હોળી પ્રગટેલી હોય છે જગત કલ્યાણની ભાવના અને હુતાશન પ્રગટી હતી શુધ્ધોદનના રાજકુમાર સીદ્ધાર્થમાં કે જે પાછળથી ભગવાન બુદ્ધ થયા. સારથી છન્ન સાથે નગરચર્યા જોવા નીકળેલ સીદ્ધાર્થ સંસારની અસારતા અને શરીરની ક્ષણભંગુરતાના ખ્યાલ હ્રદયમાં સચોટ ધારણ કરી લીધા અને સંસારના ત્રયતાપોથી જગતના જીવોને મુકત કરવા આત્મ શાંતીનો પરમ માર્ગ દર્શાવી ગયા. તેઓના હ્રદયમાં પણ એક હુતાશન હતી અને તે જીવનના સત્ય પ્રાપ્ત કરવાની.

**ભજન**

હૃદયમાં એક હુતાશન બળે, જીવનનું સત્ય હવે કયાં મળે
જગતના દુઃખ તીમીર ત્યાં ટળે,
પરમ જયાં જયોત હૃદયે ઝળહળે

અનુરાગી જગત્યાગી હવે મુક્તિમાર્ગ
ક્યાં મળે—હૃદયમાં
કામ ક્રોધ ને માયાકેરા માર્ગ વિષે જન વળે (૨)
મીથ્યા મોહને કાજે દુનીયાં (૨)
વ્યર્થ સદા ટળવળે—જીવનનું
જન્મ જરા ને રોગ મૃત્યુમાં પલટાતાં પળપળે (૨)
નાવ જીવન ભવપાર થઇને જીવ શીવથી મળે
જગતના દુઃખ તીમીર ત્યાં ટળે—હૃદયમાં

ભજન

રંગ છાંટોને શ્રી રણછોડ રે આવ્યા રંગ દહાડા (૨)
તમે પૂરો અમારા મન કોડરે આવ્યા રંગ દહાડા....રંગ

સાખી

પીચકારી કરમા ધરી આવો નંદ કીશોર
રંગેથી રસ બસ કરો, મારા ચીતડા કેરા ચોરરે....આવ્યા

સાખી

કંચન થાળ કરે ધરી રાખી અબીલ ગુલાલ
ઉડાડોને હેતથી તમે નંદ જશોદાના લાલ રે....આવ્યા

સાખી

કંઇ રાતો કંઇ કેશરી કંઇ પીળો લઇ શ્યામ
અમ અંગો પાવન કરો તમે પૂરો અમારી મન કામરે
....આવ્યા

સાખી

અમૃત ભીના કરથકી છાંટો અમૃત રંગ
સીતારામ કૃપા કરી તમે કે કોને દૃષ્ટિ અભંગ રે....આવ્યા

ભજન

ખેલત હમ હરીસંગ હોળી (૨)
શ્યામ મેરો છેલ બડોરી....ટેક

કોટી રવિ સમનાથ પ્રકાશીત (૨)
અનુપમ રૂપ બન્યોરી—ખેલત

આનંદ રેલછલકતજાકે ઉરસે (૨)
સુખ નહિ જાત કહ્યોરી—ખેલત

સબ સખી મીલકર વીચાર કરત હય (૨)
નાથકુ હાથ કરોરી—ખેલત

વ્યાકુળ કરવાકુવશવશ કરડારો (૨)
મંદીર કેદ કરોરી—ખેલત

જાત નીકટ હમ આપહી વ્યાકુળ (૨)
રૂપ નહિ જાત લહયોરી—ખેલત

ભજન

હોરી ખેલે સંત સુજાણ આતમ રામસે—ટેક
જોગી ખેલે જોગ જુગતસે (૨)
સાધુ ખેલે હરિ નામસે—હોરી

કામી કામની રંગસે ખેલે (૨)
લોભી ખેલે દામસે—હોરી
કહત કબીરા સુનો ભાઈ સાધુ (૨)
ધ્યાની ખેલે હરિ ધ્યાનસે—હોરી

## શ્રી ગૌરાંગ પ્રભુનું પ્રાગટ્ય

આજની સમીસંધ્યા હતી સારૂંયે નદીયા હરિનામની ધુનમાં લીન હતું કારણ કે ચંદ્રગ્રહણનો યોગ હતો તે સાંજે બંગાળાના પરમ ઉદ્ધારક પ્રગટ થયા. માતા શચીએ એવા બાળકને જન્મ આપ્યો કે જે પ્રેમાવતાર હતો. સમસ્ત જગતને તરવા માટે એકજ નામરૂપી નૌકાનો આશ્રય કરવા જણાવ્યું. તેમના સારાયે જીવનમાં એકજ વાત હતી હરિ નામનો પ્રચાર. નગર સંકીર્તન અને ભગવાનની લીલા અને ભાવાવેશ સ્થીતી. તેઓ જ્યારે શીશુ અવસ્થામાં હતા ત્યારે ફળીયામાં પોતાની ઉમરના છોકરાઓને ભેગા કરી હરિ નામની ધુન મચાવતા.

"ચાર પાસ દીગંબર શીશુ સંગ લઈ;
તાળી પાડી ગૌરા નાચે હરિ હરિ બોલી."

પોતે શરૂ કરેલા નગર સંકીર્તનમાં હરિ નામના પ્રચારમાં અનેક વીટંબનાઓ, પ્રતીકુળતાઓ, વિક્ષેપો આવતા પણ એકજ નીશ્ચયાત્મક વૃતી હતી કે

"ખંડ ખંડ થાય દેહ પ્રાણ યદી જાય;
હરિનામ મુખથકી કદી ના મુકાય."

જેઓ શ્રી નીમાઈ, શ્રી ગૌરાંગ, શ્રી કૃષ્ણ ચૈતન્ય અથવા મહાપ્રભુ એ નામથી સંબોધાતા હતા. બસ એકજ કાર્ય માટે

તેઓનો અવતાર અને પ્રાગટય હતું અને તે હરિ નામનો પ્રચાર એક સમયે સાત દીવસ સુધી તેઓ ઘરની બહાર ગયેલા જ્યારે પાછા ફર્યાં ત્યારે માતા શચીએ પુછયું બેટા નીમાઇ કયાં ગયો હતો. માતા હરિ નામની નૌકાનો આશ્રય કરાવવા ગયો હતો એ હરિ નામની નૌકામાં પાપીને પતિતને દુરાચારીને, અધમને બેસાડી તેઓને સંસાર સાગરથી પાર કરી આવ્યો.

નીતાઇ ગૌર રાધેશ્યામ,
હરે કૃષ્ણ હરે રામ.

કોઇ પણ તેમને મળતું કે કોઇના પણ પ્રસંગમાં તેઓ આવતા તો એકજ વાત કહેતા કે હરિ બોલો હરિ બોલો.

હરિ બોલો હરિ બોલો હરિ બોલો ભાઇ,
હરિ નાહિ બોલે ઉસકુ રામ દુહાઇ.

પ્રથમ તેઓ નીમાઇ નામથી સંબોધાતા હતા કારણ કે નીમ કેતા લીમડો અને માતા શચીએ એક લીમડાના વૃક્ષ નીચે જેમને જન્મ આપ્યો હતો.

ધુન

શ્રી કૃષ્ણ ચૈતન્ય નીત્યાનંદા
હરે કૃષ્ણ હરે રામ રાધે ગોવીંદા

ફાગણ વદી ૧

## ધુળેટી અથવા દોલોત્સવ

આજના દીવસને હોળીનો પડવો અથવા ધૂળેટી કહે છે. મંદીરોમાં આજને દીવસે આસોપાલવના મંડપમાં કુંજમાં

ભગવાનની મુર્તી પધરાવી આ ઓચ્છવ ધામધુમથી અને રંગરાગથી ઉજવાય છે. આજનો દીવસ ભકતોને પરમ આનંદનો છે અને આજે ભકત ભકિત અને ભગવાનનો જયજયકાર થયેલો છે હોળીકા પ્રહલાદને ખોળામાં લઇ બેઠી પ્રહલાદ જીવતા રહ્યા અને હોળીકા બળી ગઇ. બીજે દીવસે ભકતોએ ઓચ્છવ કર્યો આનંદ મનાવ્યો કે પ્રહલાદનો જય થયો. પ્રહલાદ કહેતા હતા કે મારો જય શાથી થયો હું સદા ભગવાનના નામનો જયજયકાર ગજાવતો હતો માટે ભકિતથીજ ભકત ભગવાનનો જયજયકાર છે.

ધુન

બંસીવાલા નંદલાલા તારો હો જય જયકાર
તારો હો જય જયકાર (૨)
વિશ્વંભર તારા ભકતોનો
હો જય જયકાર જગમાં હો જય જયકાર
શ્રી ભકત પ્રહલાદ કી જય

## ફાગણ વદી ૨

## શ્રી તુકારામ બીજ

ફાગણ વદી બીજને તુકારામ બીજ કહે છે કારણ કે આજની બીજે દક્ષીણના મહાન સંત તુકારામ સ્વદેહે વૈકુંઠમાં ગયા હતા. ભકિત ભજનમાં પોતે રંગાતા અને દેહનીવાસીઓને ભકિત ભજનનો ઉપદેશ આપતા સંત તુકારામના ચાર કરોડ એક લાખ ચૌત્રીસ હજાર અભંગો યા ભજનો ઉપદેશ રૂપે છે સંત તુકારામની વાણી છેવટે અભંગમય જ થઈ ગઈ હતી. હીંદુ ધર્મના મહાન રક્ષક છત્રપતિ શીવાજી પણ જેને

શરણે જઇ આત્મઉપદેશ ગ્રહણ કર્યો હતો સંસારની અનેક પ્રતીકુળતાઓ છતાં પોતે પોતાના ધ્યેયને મક્કમ પણે વળગી રહેનાર આ એક મહારાષ્ટ્રના પરમ ઉદ્ધારક હતા. જીવનમાં લાભ એક જ સમજતા હતા કે જે આત્મ લાભ અને સંતોનો સમાગમ. "આજ મોટા લાભ ઝાલા પંઢરીનાથ ભેટીલા" ભકત સમાજ સંત તુકારામના ચરિત્રથી અથવા સંત તુકારામની જીવનકથાથી અપરિચિત નથી માટે આટલું સંક્ષીપ્તમાં જ જેનું જીવન ધ્યેય વર્ણવ્યું છે. આજની બીજના પ્રભાતમાં ચાર વાગે સંત તુકારામ વૈમાનમાં બેસી સ્વદેહે વૈકુંઠમાં ગયા હતા.

ભજન

નામ ઘેતાં ઉઠાઉઠી હોય સંસારાચી ત્રુટી....૨
નામા પરતે સાધન નાહિ....૨
જે તું આણીક કરીસી કાંહી—નામ
ઐસા લાભ બાંધા ગાંઠી....૨
વીઠ્ઠલ પાયી પડે મીઠી—નામ
હાંકારોની સ્નાંગે તુકા....૨
નામ ઘેતા રાહો નકા—નામ

ભજન

આમ્હી જાતો આમચ્યા ગાવા....૨
આમચ્યા રામ રામ ધ્યાવા—આમ્હી
આજવર હોતો તુમચ્યા ગાવી....૨
આતા કૃપા અસો દ્યાવી—આમ્હી

આમ્હી વૈકુંઠીચે વાસી....૨
આલો આજ કામા સાઠી—આમ્હી
આતાં નાહિ યેણે જાણે....૨
સ હ જ ખું ટ લે બો લ ણે—આમ્હી
રામા કૃષ્ણા વીઠ્ઠલ બોલા....૨
તુ કા જા તો વૈ કું ઠા લા—આમ્હી

## ફાગણ વદી ૬

## એકનાથ ષષ્ટી

આજની ષષ્ટીને એકનાથ ષષ્ટી કહે છે. કારણ કે સંત એકનાથ પણ મહારાષ્ટ્રના એક પરમ સંત હતા. ભકતાધીન ભગવાને છત્રીસ વરસ સુધી આ ભક્તની સેવામાં કે સાન્નીધ્યમાં વ્યતીત કર્યા. સંત એકનાથ જ્યારે શ્રોતાઓને ભાગવતનું શ્રવણ કરાવતા હતા ત્યારે બાર વરસ સુધી શ્રોતા થઇને ભગવાને ભાગવતનું શ્રવણ કર્યું, એકનાથ જ્યારે કીર્તન કરતા ત્યારે ભગવાન પછાડી ઉભા રહીતાલ દેતા હતા અને સુર પુરતા હતા આ સેવા ભગવાને બાર વરસ કરી અને છેલ્લા બાર વરસ શ્રી ખંડયા નામના બ્રાહ્મણનો વેશ ધારણ કરી ખભા ઉપર કાવડ ઉપાડી એકનાથને ઘેર પાણી ભર્યા. આજની ષષ્ટી એ એકનાથના જીવનના દરેક પ્રસંગોમાં પ્રાધાન્ય પણે રહી છે. સંત એકનાથનો જન્મ આ છઠે એકનાથને ગુરૂની પ્રાપ્તી છઠે એકનાથને દત્તાત્રયના દર્શન છઠે ગુરૂજનાર્દનનો દેહ વીલય છઠે અને એકનાથનો શરીર ત્યાગ પણ છઠે માટે આજની છઠ એકનાથ ષષ્ટી કહેવાય છે

**ભજન**

હરિ બોલા દેતાં, હરિ બોલા ઘેતા ....૨
હાસતાં ખેળતાં હરિ બોલા–હરિ
હરિ બોલા ગાતાં હરિ બોલા ખાતાં....૨
સર્વ કાર્ય કરિતાં હરિ બોલા–હરિ
હરિ બોલા એકાંતી હરિ બોલા લોકાંતી....૨
દેહત્યાગીતા અંતી હરિ બોલા–હરિ
હરિ બોલા ભાંડતાં હરિ બોલા કાંડતાં....૨
ઉઠતાં બેસતાં હરિ બોલા–હરિ
હરિ બોલાજની હરિ બોલાવીજની....૨
એકા જનાર્દની હરિ બોલા–હરિ

**ભજન**

આવડીને ભાવે હરિનામ ઘેસી,
તુઝી ચીંતા ત્યાસી સર્વ આહે
નકો કરૂં ખેદ કોણુત્યા ગોષ્ટીચા
પતિ તો લક્ષ્મીચા જાણુત અસે
સકળ જીવાંચા કરિતો સંભાળ
તુંજ મોકળીલ એસે નાહી
જૈસી સ્થીતી આહે તૈસા પરિરાહે
કૌતુક તુ પાહે સંચીતાચે
એકા જનાર્દની ભોગ પ્રારબ્ધાચા
હરિ કૃપે ત્યાચ્યા નાશ આહે

**ભજન**

જન્મો જન્મી આમ્હી બહુ પુણ્ય કે લે,
મગ યા વિઠ્ઠલે કૃપા કેલી,
જન્મોની સંસારી ઝાલો ત્યાચ્યા દાસ,
માઝા તો વિશ્વાસ પાડુંરંગી,
ભ્રમર સુવાસી મધાવરમાસી,
તૈસેયા દેવાસી મનમાઝે,
આણીકા દેવાંસી નેઘે માઝે ચીત,
ગોડ ગાતાં ગીત વીઠો બાચે,
એકાજનાર્દની મજ તેથે ન્યાવે.
હાડસોની ધાવે સંતા પાશી

## ફાગણ વદી ૧૧

## પાપમોચની એકાદશી

આ એકાદશીનું નામ પાપમોચની એકાદશી છે. આજની કથા ભગવાન શ્રી કૃષ્ણે યુધિષ્ઠિરને કહેલ અને માંધાતા નામના રાજાને લોમશમુનીએ આજની એકાદશીની કથા કહેતા કહેલ કે આજની એકાદશી પાપમોચની એટલે સર્વ પાપમાંથી મુકત કરનાર આજનું વ્રત છે. એક સમયને વિષે ચીત્રરથ નામના ઉપવનમાં કેટલાક રૂષીઓ તપ કરતા હતા તેવામાં તે સ્થળમાં સ્વર્ગની અપ્સરાઓ તે ઉપવનમાં ક્રીડા કરવા આવી. સર્વ રૂષીઓમાં ચ્યવન નામના રૂષીના પુત્ર મેધાવી પણ હતા. અપ્સરાઓને વિહાર કરતી જોઇ તેમાં મંજુઘોષા નામની અપ્સરા ઉપર મેધાવી

મોહ પામ્યા અને એ મોહમાં ઘણો સમય વ્યતીત થયો. મંજુઘોષાએ જ્યારે જવાની રજા માગી ત્યારે રૂષીને પોતાની સ્થીતીનું ભાન થયું અને પોતાને તપમાં ભંગ કર્યો તેથી મેધાવીએ તે અપ્સરાને પીશાચી થવાનો શ્રાપ આપ્યો. અપ્સરાએ ઘણી ઘણી મુનીની પ્રાથના કરી અને શ્રાપમાંથી મુકત કરવા કહ્યું. અપ્સરા અને મેધાવી બન્ને ચ્યવન રૂષીની પાસે આવી બનેલી હકીકત નીવેદન કરી અપ્સરા ઉપર દયા લાવી ચ્યવન રૂષીએ તેને પાપમોચીની એકાદશીનું વ્રત કરવા કહ્યું જે વ્રતના પ્રભાવથી મેધાવી મુની પ્રાયશ્રીત આદીથી મુકત થયા અને મંજુઘોષા પિશાચત્વમાંથી મુકત થઇ સ્વર્ગ પ્રત્યે પ્રયાણ કર્યું આ પાપમોચીની એકાદશીનો એવો પ્રભાવ છે કે વ્રત કરનાર પોતે સર્વ પાપોમાંથી મુકત થાય છે.

## ભજન

એકાદશી આજનો દીન સારો રે,
    ગાઇયે નટવરનંદ દુલારો રે....એકાદશી
એના વ્રતનો મહીમા ભારી રે,
    જાણે બ્રહ્માદીક ત્રીપુરારી રે,
        મળે પ્રગટ પ્રમાણ મોરારી રે....એકાદશી
વ્રત રાખીને હરિવર વરીયે રે,
    દઢ અંતર આંટી ધરીયે રે,
        કોડે આનંદ ઉત્સવ કરીયે રે....એકાદશી
બ્રહ્માનંદ કહે એ વ્રત જે રહ્યા છે
    તે તો પાર સંસારને થયા છે રે
        એમ ઉદ્ધવજી કહી ગયા છે રે....એકાદશી

### ભજન

રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ ગાય
પાપો બધા બળી જાએ તાપોટળી જાય....ટેક
અગ્ની બાળે લાકડાને પ્રભુજી બાળે પાપ....૨
વાલ્મીક મુનીજી તરી ગયા એનામતણો પરતાપ–રાધા
અંધકારને કાપે સુરજ અન્ન મટાડે ભુખ....૨
દામોદરનું કીર્તન કરતા દબાય બધા એ દુઃખ–રાધા
દેહતણા સૌ દુઃખડા ટાળે શાંતી ઉરમાં થાય....૨
પાવન પ્રભુના પાવન નામે પાવન થવાય–રાધા
નરસી બોલ્યા મીરા બોલ્યા બોલ્યા તુકારામ....૨
ભોળાનાથ કહે સૌ ભજજો પ્રેમે સુંદીર શ્યામ–રાધા

### ભજન

રામ રામ રામ બોલો રામ રામ રામ બોલો
રામ રામ રામ બોલો રામ રામ રામ–રામ
પાપી ને તારનારૂં પાપો ને બાળનારૂં
સંતોને પ્રાણ પ્યારૂં એક રામ નામ બોલો
રામ રામ રામ–રામ
વેદોમાં જે ગવાયું શાસ્ત્રોમાં એજ આવ્યું
ભક્તોને તેજ ભાવ્યું એક રામ નામ બોલો
રામ રામ રામ–રામ

# ચૈત્ર માસ

## ચૈત્ર સુદી ૧ ગુડી પડવો

આ દીવસે શાલીવાહન શકનું નવું વરસ બેસે છે, ચૈત્ર સુદી એકમથી નવું વરસ ગણવાનો ધારો જુના કાળથીજ છે, હિન્દુઓ કે જેનો ઉદ્દેશ ધાર્મિકમય જીવન ગાળવાનો અર્થાત ધાર્મિક કૃત્યો કરી જીવન વિતાડવાનો છે એટલે સંસારમાં રહી પરમાર્થ કેવી રીતે સાધવો એ જેનું લક્ષ્ય બીંદુ છે. તેઓએ પુરાણા કાળથીજ આજનો દીવસ એ સંવત્સરનો આરંભનો ગણેલ છે. ધાર્મિક સમજુતી મુજબ આ દિવસ પુણ્ય કાલનો ગણવા માટે નીચેની માન્યતાઓ છે. બ્રહ્મ દેવે ચૈત્ર સુદી એકમ ને દીવસે સૃષ્ટી નીર્માણ કરી છે તેથી માંગલીક ગણાય છે. શ્રી રામચંદ્રજી ચૌદ વરસ સુધી વનમાં રહ્યા અને સીતાજી સાથે પોતાની નગરી અયોધ્યામાં પાછા પધાર્યા તે દીવસ ચૈત્ર શુદી એકમનો હતો તેથી પણ વરસનો પહેલો દહાડો ત્યારથી ગણાતો આવ્યો છે. ખાસ કરી દક્ષિણાત્યોમાં આજને દીવસે ઘર આગળ ધ્વજા રોપણ કરવામાં આવે છે જેને ગુડી કહેવામાં આવે છે. લીંબડાના પાનનું ભક્ષણ કરવામાં આવે છે. આજે લીંબડો અને સાકરનો પ્રસાદ અપાય છે. સાકર એ સુખના દીવસો છે અને લીંબડો તે કડવા દીવસ વરસ દરમ્યાન આવે તેમ ચાલ્યા જવાના અને પોતે અખંડ આનંદમાં રહેવું એવો ગુહ્યાર્થ છે. જેમ આસો માસમાં નવરાત્ર વ્રત આવે છે તેવાજ નવરાત્ર વ્રત આ ચૈત્ર માસમાં એકમથી નોમ સુધી ગણાય છે. વર્ષમાં

જે સાડાત્રણુ મુહુર્ત ગણાય છે. દશેરા–ધનતેરસ–અખાત્રીજ અને ચૈત્ર સુદી એકમ.

## ચૈત્ર સુદી ૭

ચૈત્ર માસની સુદી સાતમે જુનાગઢના સંત નરસીંહ મહેતા ભાભીને મ્હેણે ગોપનાથ મહાદેવના મંદીરમાં જઈ સાત દીવસ સુધી અન્ન અને જળનો ત્યાગ કરી શંકરનું આરાધન કર્યું સાતમે દીવસે શંકર પ્રસન્ન થયા.

"ભાભીને મ્હેણે નરસીંહ મ્હેતો ભજવા ગયા ભોળોનાથ
ચીત સ્થીર કરી ભજન કર્યું શંકરે ઝાલ્યો હાથ,
લઈને ગયા ગૌલોકમાંહી રે નીરખાવ્યો
શ્રી રાધાકૃષ્ણ રાસ"

## ચૈત્ર સુદી ૯

### રામનવમી શ્રી રામજયંતી

જેમણે દશરથના પુત્ર રામ થઈને યુદ્ધમાં રાવણનો નાશ કર્યો હતો તે ક્ષત્રિયરૂપ પરમાત્માને નમસ્કાર હો. શ્રી રામ અને શ્રી કૃષ્ણાદી અવતારો શંકરાચાર્ય, વલ્લભાચાર્ય આદી આચાર્યો રામદાસ, તુકારામ અને રામકૃષ્ણ પરમહંસ જેવા સંતો કે જેમણે હીંદુ ધર્મનું રક્ષણ કર્યું છે. નીતીધર્મ અને પરાક્રમ, મર્યાદા આદી ગુણો જેમનામાં પરાકાષ્ઠાએ પહોંચ્યા એવા શ્રી રામચંદ્રજીનો જન્મ દિવસ આજની તીથીનો છે. ધર્મને ડુબતો બચાવવા અને અધર્મનો નાશ કરવા જેઓ અવતાર ધારીને આવ્યા છે. ત્રેતાયુગમાં જયારે રાક્ષસોનું જોર ઘણું વધી

પડયું હતું યજ્ઞયાગાદિનો નાશ થઈ રહ્યો હતો રાવણ આદિ મુખ્ય રાક્ષસોએ દેવોને ઋષીઓને અને મુનીઓને મનુષ્યોને દુઃખ અને પીડા આપવામાં બાકી રાખી નહિ તે વખતે અયોધ્યાના સુર્યવંશી રાજા દશરથને તેમની વૃદ્ધાવસ્થામાં રાણી કૌશલ્યાને પેટે ચૈત્ર સુદી નવમીના મધ્યાન્હે જયારે મેષના સુર્ય હતા કર્ક લગ્ન હતું પાંચ ગ્રહો ઉચ્ચના હતા અને પુનર્વસુ નક્ષત્ર હતું ત્યારે શ્રી રામચંદ્રજીનો જન્મ થયો હતો તેથી ચૈત્ર સુદી નવમી રામનવમી કહેવાય છે. વિષ્ણુ ભગવાનનો સાતમો અવતાર તે રામાવતાર બીજા અવતારો અંશાવતાર અથવા કલાવતાર છે પણ શ્રી રામાવતાર અને કૃષ્ણાવતાર એ પુર્ણાવતાર છે. વેદાંતના પારને પામેલા અને વેદાંતથી જાણી શકાય એવા પુરાણ પુરૂષોતમ અક્ષય અને અખુટ ભાથાવાળા. યજ્ઞોનું રક્ષણ કરનારા અજીત એવા પરશુરામને જીતનારા પીતાનું જ નહિ પણ પીતાએ બીજાને આપેલું વચન પાળનારા રાક્ષસોનો નાશ કરી ધર્મને સ્થાપનારા એક વચન એક બાણ અને એક સ્ત્રી જેમના જીવનના મુખ્ય ઉદ્દેશો હતા એવા સાક્ષાત વિષ્ણુના અવતાર શ્રી રામને આજે મારા નમસ્કાર છે. જ્યારે પુત્ર કામનાથી દશરથ રાજાએ પુત્રેષ્ઠી યજ્ઞ કર્યો ત્યારે પ્રસન્ન થયેલા યજ્ઞ નારાયણે જે પ્રાસાદ આપ્યો એના બે ભાગ કરવાનું કહ્યું એક ભાગ કૌશલ્યાને બીજા ભાગના બે ભાગ કરી કૈકેયીને અને સુમીત્રાને આપ્યો આ મુજબ રાણીઓને ગર્ભ રહ્યા અને ચૈત્ર સુદી નોમના રોજે રાણીઓએ પુત્રોને જન્મ આપ્યો. ભગવાન શ્રીરામ કૌશલ્યાને પેટે ભરતજી કૈકેયીને પેટે અને લક્ષ્મણજી અને શત્રુઘ્ન સુમીત્રાના પેટે દશરથ રાજાએ ચારે પુત્રોના નામાદી

સંસ્કાર કરી વિદ્યા ભણાવી. શ્રી રામચંદ્રજી જ્યારે પંદર વર્ષના હતા તે વખતે ઋષી વિશ્વામિત્ર શ્રીરામ અને લક્ષ્મણને મુનીઓના યજ્ઞોના રક્ષણ માટે લઈ ગયા. વનોમાં અનેક રાક્ષસોનો નાશ કરી મૂનીઓની રક્ષા કરતા કરતા મીથીલા નગરીમાં કે જયાં જનકે સ્વયંવર કર્યો હતો તે જોવા વિશ્વામિત્ર સાથે શ્રીરામ અને લક્ષ્મણ ગયા રસ્તામાં ગૌતમની સ્રી અહલ્યા કે જે શલ્યા થઇ પડી હતી તેનો ચરણ સ્પર્શથી ઉધ્ધાર કર્યો અહલ્યાનો ઉધ્ધાર કરી મીથીલા નગરીમાં આવ્યા જ્યાં શીવ ધનુષને પકડી પ્રત્યંચા ચડાવતા કટકા થઇ ગયા અને વરમાળા શ્રી રામચંદ્રજીને સીતાજીએ આરોપી. આ ખબર રાજા દશરથને કહેવડાવ્યા જેઓ જાન લઇને આવતા શ્રી રામચંદ્રજીના સીતાજી સાથે લક્ષ્મણના ઉર્મીલા સાથે ભરતના માંડવી સાથે શત્રુધ્નના શ્રુતકીર્તી સાથે ધામધુમથી લગ્ન થયા અને અયોધ્યા તરફ વિદાય થયા. રસ્તામાં પરશુરામ મળ્યા. રામે જનકરાજાની સભામાં ધનુષ્ય તોડયું એ વાત સાંભળતા પરશુરામે શ્રીરામને કહ્યું કે મહાદેવજીનું ધનુષ્ય તોડયું હવે મારી પાસે બીજું ધનુષ્ય વિષ્ણુનું આપેલ છે તે તમે ભાંગો તો મારો પરાજય હું કબુલ કરૂં. શ્રીરામે તે ધનુષ્ય તોડયું અને પરશુરામની હાર થવાથી તપ કરવા ચાલી ગયા. અયોધ્યામાં આવ્યા પછી દશરથ રાજા શ્રીરામનો રાજ્યાભીષેકનો વિચાર કરી ગુરૂ વસિષ્ઠને બોલાવી મુહુર્ત જોવડાવ્યું અને દીવસ નક્કી કર્યો અયોધ્યાની સારીએ પ્રજા આનંદમાં ગરકાવ થયેલી છે કારણ કે શ્રી રામચંદ્રજી ગાદીએ બેસવાના છે, ત્યારે બીજી તરફ કૈકેયી પોતાના બે વચનો જે દશરથ પાસે બાકી છે તે માંગ્યા. એક વચનમાં શ્રીરામને ચૌદ વરસનો વનવાસ અને બીજા

વચનમાં ભરતને ગાદી. આ સાંભળતાં દશરથ રાજા બેશુદ્ધ થઇ ગયા. જયારે શ્રી રામે આ વાત સાંભળી ત્યારે પીતાનું વચન પાળવા ખુશીથી તૈયાર થઇ ગયા શ્રી રામની સાથે લક્ષ્મણજીએ આવવા ઇચ્છા કરી તો તેમનેએ સાથે લીધા ત્યારે સીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ. શ્રી રામે ઘણા ઘણા સમજાવ્યા પણ સીતાજીએ માન્યું નહિ ત્યારે તેમને પણ સાથે લીધા. અને શ્રી રામ લક્ષ્મણ અને સીતા એ ત્રણે વલ્કલ પહેરી સંચર્યા. શ્રી રામના વિયોગથી દશરથે પોતાના પ્રાણોનો ત્યાગ કર્યો અયોધ્યા છોડયા બાદ ગંગાના સામા કીનારે ઉતરવા શ્રી રામ ગુહકની હોડીમાં બેઠા જયારે રામે કહ્યું કે અમને સામે પાર ઉતારો, ગુહે કહ્યું કે મહારાજ સામે પાર તો આ હોડીને હલેસા મારી લઇ જઇશ. આ ભવસાગરના સામે પાર ઉતારવા આપ સમર્થ છો; ત્યાંથી શ્રીરામ ચીત્રકુટ પધાર્યા વાલ્મીકીના આશ્રમમાં અને ત્યાંથી ભારદ્વાજના આશ્રમમાં કે ભરતજીનો મેળાપ પણ જ્યાં થયો. ભરત પાસેથી શ્રીરામે પિતાના મરણના સમાચાર સાંભળી શોકયુક્ત થયા. ભરતે રાજ્ય કરવાની પણ ના પાડી શ્રીરામે બહુ બહુ સમજાવ્યા ત્યારે ભરતજીએ શ્રીરામની પાદુકા માંગી લીધી અને તે પાદુકા સીંહાસન ઉપર મુકી શત્રુઘ્ન રાજ્ય સંભાળવા લાગ્યા અને ભરતજી વલ્કલ ધારણ કરી નંદીગ્રામમાં ફળપુલ ભક્ષણ કરી તપ કરવા લાગ્યા. ચૌદ વરસ પુરા થયે જો શ્રીરામ દર્શન નહિ આપે તો ચીતામાં બળી મરવા જણાવ્યું. દંડકારણ્યમાંથી થઇને અત્રી અને અનુસુયાના આશ્રમે

થઇને અને ત્યાંથી મહામુની અગત્સ્યના આશ્રમે સીધાવ્યા. જ્યાં દીવ્ય ધનુષ્ય, ભાથા અને ખડગ પ્રાપ્ત કરી ત્યાંથી ગોદાવરી તીરે પંચવટી પહોંચ્યા. શ્રીરામ લક્ષ્મણ અને સીતા સહીત પંચવટીમાં પર્ણકુટી બાંધી રહેલ છે એવામાં એક દીવસ રાવણની બ્હેન સુર્પનખા વરવા આવી તેને શ્રીરામે ઘણું સમજાવી પણ ન માની અને ક્રોધે ભરાઇ ત્યારે લક્ષ્મણે એના નાક અને કાન કાપી લીધા. આ વાતની રાવણને જાણ થતાં કપટ વેશનો મૃગ સીતાજીને મોહીત કરવા મોકલ્યો. રામ અને લક્ષ્મણ એ મૃગની પછાડી જતા સીતાજીને એકલા જોઇ રાવણ સીતાજીને ખભે નાખી ઉપાડી ગયો અને લંકામાં અશોક નામની વાટીકામાં રાખ્યા. મૃગને મારી પાછા ફરતાં બન્ને ભાઇઓએ પર્ણકુટી ખાલી જોઈ તેથી સીતાની શોધ માટે નીકળ્યા. ચાલતાં ચાલતાં જટાયુનો મેળાપ થયો એને બધી હકીકત કહી. જટાયુને મોક્ષ પમાડી વનના મારગમાં આગળ વધતાં શીવરીના આશ્રમમાં પહોંચ્યા. એની ભક્તિભાવને વશ થઇ તેના ચાખેલા બોર આરોગી નવધા ભક્તિનું સ્વરૂપ સમજાવી શ્રીરામ સીતાની શોધમાં આગળ વધ્યા. પંપા સરોવર ઉપર થઇને શ્રીરામ આગળ ચાલ્યા. ઋષ્યમુક પર્વત ઉપર સુગ્રીવ રહેતો હતો તેની સાથે મીત્રતા થઇ. રાવણ જ્યારે સીતાજીને ઉપાડી જતો હતો તે વખતે પોતાના વલ્કલ આદીના ટુકડા સીતાજીએ આ પર્વત ઉપર ફેંકયા હતા તે સુગ્રીવે રામને દેખાડયા. અને હવે સીતાજીની શોધમાં સફળતા મળશે એમ પણ ધારી લીધું. સુગ્રીવના સંગમા રહેતા વાનરોમાં હનુમાનજી કરીને એક વાનર હતો. હનુમાનજીએ સીતાની શોધનું માથે લીધું અને કામ

પારપણ પાડયું. સમુદ્ર કુદી લંકામાં પ્રવેશ કરી વિભિષણને મળી અશોકવાટીકામાં સીતાજીની શોધ મેળવી એંધાણુમાં શ્રી રામની મુદ્રીકા આપી અને આશ્વાસન આપ્યું કે થોડા દીવસમાં રામ લંકા ઉપર ચઢાઈ લાવશે અને રાવણનો નાશ કરી તમને મળશે. આ પ્રમાણે સીતાની ખબર મેળવી હનુમાનજી પાછા આવ્યા અને વાનરોનું સૈન્ય લઇ લંકા ઉપર ચઢાઇ કરી માર્ગમાંના સમુદ્રને પત્થરની પાજ કરી ઓળંગી ગયા અને લંકામાં પ્રવેશ કર્યો. લંકામાં રાવણનો નાશ કરી વિભિષણને ગાદી આપી સીતા સહીત ભાઇ લક્ષ્મણ સહીત સ્વામી રામ અયોધ્યા પાછા પધાર્યા કારણ કે નંદીગ્રામમાં ભરત ચૌદ વરસની અવધીની વાટ જોઇ બેઠા હતાં ત્યાંથી ભરતજીને લઈ ને અયોધ્યામાં દાખલ થયા. શ્રીરામના આવ્યા પછી શુભ મુહુર્ત જોઇ ગુરૂ વસિષ્ઠ આદી ઋષીઓએ રામને રાજ્યાભિષેક કર્યો. રામ રાજ્યમાં સર્વે સુખી હતા સર્વ પ્રજા ઐશ્વર્યવાન હતી અને સર્વ નીર્ભય રહી પોત પોતાના ધર્મ મુજબ વર્તન કરતાં કાળ નીરંતર પોતાનું રૂપ બદલતોજ જાય છે. આવું સુખ હતું તેમાં પણ અજંપો. થવા લાગ્યો. પોતાની પ્રજાજન એવા એક ધોબીના વચનને કારણે લોકાપવાદ ગણીને શ્રીરામે સગર્ભા સીતાજીનો ત્યાગ કર્યો. સીતાજી વાલ્મીકી મુનીના આશ્રમમાં રહ્યા ત્યાં પુત્રનો જન્મ થયો તેનું નામ લવ. એક વખત એવું બન્યું કે સીતાજી નદી કીનારે પુત્રના વસ્ત્ર ધોવા ગયેલા બાળક લવને પારણામાં સુવાડી વાલ્મીકી પાસે મુકી ગયા પણ પાછળથી વીચાર થતા સાથે તેડી ગયા, આણી તરફ વાલ્મીકી મુની પારણામાં બાળકને ન દેખતા

ઘણો ઉદ્વેગ થયો કે સીતાજી આવશે ત્યારે શું જવાબ આપીશ તેથી એક કુશની કાંડી પારણામાં મૂકી મંત્ર બળથી અને તપો બળથી તેને ચૈતન્ય આપી પુત્ર બનાવ્યો. સીતાજી આવતા બધી વાતની માહિતી થઇ એટલે એકને બદલે બે પુત્રો લવ અને કુશ થયા, તેને દરેક જાતની વિદ્યા ભણાવી અને આમ કરતાં કરતાં તે પુત્રો મોટા થયા તે દરમ્યાન શ્રી રામચંદ્રજીએ અર્ધાંગના તરીકે સોનાની સીતાજી બનાવી અશ્વમેધ યજ્ઞ કર્યો. યજ્ઞના ઘોડાને લવ અને કુશે બાંધ્યો. શ્રીરામના સૈન્ય અને લવ, કુશ વચ્ચે યુદ્ધ થયું પણ યુદ્ધમાં રામની સેના પરાજીત થઈ તેથી શ્રી રામચંદ્રજીને આવવું પડ્યું ઋષીએ અરસ પરસ ઓળખાણ કરાવ્યું અને સર્વત્ર ખુશાલી ફેલાઇ શ્રી રામ સીતાજીને તથા લવ અને કુશને અયોધ્યામાં લાવ્યા. અવતાર કાર્યની પુર્ણાહુતી થયાથી શ્રી રામચંદ્રજી તે વખતે કરતા પોતાના સ્વરૂપમાં અંત ભવિ પામવા રાજપાટની વ્યવસ્થા કરી આત્મ ચિંતનમાંજ વખત વ્યતીત કરવા અને અવતાર કાર્યની લીલા સંકેલવા ગુરૂ વસિષ્ઠ આદી પુરવાસી લોક અને પશુઓની સાથે સરયુ નદીના જળને સ્પર્શ કરી અયોધ્યા સહીત સર્વને દિવ્ય વૈમાનમાં બેસાડી વૈકુંઠ ધામમાં સીધાવ્યાં.

**ભજન**

અવધપુરમાં ચોમેર જયજય શ્રીરામકી
ખુશી દીસે ઘેર ઘેર....જય
થઇ શ્રી પ્રભુની મ્હેર....જય
શણગાર્યું સારૂં શહેર....જય

મંગળ શુભ ચૈત્ર માસ....જય
પુરી ભક્તોની આશ....જય
શુકલ નવમી તીથીરાજ....જય
ઉગ્યો ભાગ્ય સુર્ય આજ....જય
આવ્યો મધ્યાન્હ સમય....જય
થયો ધ્વની જયજય....જય
ઉમંગે ઉભર્યા હૃદય....જય
ખુશી દીસે છે અપાર....જય
વૃદ્ધ બાળ નરનાર....જય
ધુમધામ ઠાર ઠાર....જય
પુર્યા સાથીયા ને ચોક....જય
શોભાવ્યા બારી ગોખ....જય
શણગાર્યા સર્વ લોક....જય
મંગળ શુભ ધોળ ગાય....જય
ખુશી હૈયે ન માય....જય
હર્ષ આંસુ વહ્યા જાય....જય
જય જયનો વડો ઘોર....જય
વાજાનો વડો શોર....જય
ધામધુમ ઠોર ઠોર....જય
દશરથને નથી ભાન....જય
ઉઘાડયા છે કોશસ્થાન....જય
દીધે જાય વિવીધ દાન....જય

ખરી ખુબી રાણી ધામ....જય
પોઢયા પારણીએ રામ....જય
દિવ્ય રૂપ ઘન શ્યામ....જય
ઉગ્યા રવિ ક્રોડ જેમ....જય
તેજ ત્યાં પ્રકાશ્યું તેમ....જય
નીરખી મુખ ઉભરે પ્રેમ....જય
જાણે નહિ જગત જન....જય
કરે દેવતા સ્તવન....જય
વદે સર્વ ધન્ય ધન્ય....જય
બ્રહ્મા શીવ સ્તુતી કરે....જય
વેદ વખાણો ઉચરે....જય
મનુષ્ય થવા હોંશ ધરે....જય
પુષ્પ વૃષ્ટી થઇ અગાધ....જય
દુદુંભી બજ્યા છે સાથ....જય
સુણ્યો જગત જનેનાદ....જય
દેવ ઋષી જગત જન....જય
અનુ સાથ કહે વચન....જય
અવધપુર ધન્ય ધન્ય....જય

**ભજન**

ભજો રઘુવીર શ્યામ જુગલ ચરના
જુગલ ચરના વાપે ચીત્ત ધરના....ભજો

ઇતહી અયોધ્યા નીરમળ સરજુ,
ઉત્ત મથુરા શીતળ જુમના....ભજો
ઇત કૌશલ્યા મૈયા ગોદ ખેલાવે,
ઉતજશોદાજી ઝુલાવે પલના....ભજો
ઇત કીરટ મુગટ શીર રાજે,
ઉત શીર મોર મુગટ ધરના....ભજો
ઇત ધનુષ્ય બાણુ કર સોહત,
ઉત મોરલી મુખ પર ધરના....ભજો
ઇત ચરણુસે અહલ્યા ઉધારી,
ઉત કુબજા સંગકીયોરમના....ભજો
ઇત સાયર પર શીલા ઉતારી,
ઉત ગીરીવર નખ પર ધરના....ભજો
ઇત રાવણુ દશ મસ્તક છેદે,
ઇત કંશ મારી પ્રાણુ હરના....ભજો
ઇત તુલસી ઉત સુર કહાવે,
જુગલ ચરણો પર ચીત્ત ધરના....ભજો

ભજન

શ્રીરામ અયોધ્યાવાલે તુમકો લાખો પ્રણામ
તુમકો લાખો પ્રણામ
રઘુપતિ દીનદયાલે તુમકો લાખો પ્રણામ
તુમકો લાખો પ્રણામ

માતા કૌશલ્યાકે નંદન, દશરથજીકે આનંદ કંદન
સેવે લછમન ભરત શત્રુઘ્ન, જયજય જાનકી જીવન
—તુમકો

જનકરાયકા ધનુષ ઉઠાયા, પરશુરામકા ગર્વ હઠાયા
નામ સીતાપતિ આપ ધરાયા, રઘુપતિરાજા રાઘવ
—તુમકો

જુઠે ફુલ શવરીકે ખાયે, અહલ્યાકે અપરાધ મીટાયે
પથ્થરકો જલપાર લગાયે, કરૂણાનીધી કૃપાલે
—તુમકો

વીભીષણકો લંકા દીની, વાનર જાતી પાવન કીની
સાધુ ભકતોકી શુદ્ધ લીની, અધમ ઉદ્ધારણ હારે
—તુમકો

મુનીજન કષ્ટ નીવારણ કારણ, પ્રગટે શ્રીપતિ પતિતપાવન
રાવણ કે દશ શીશ વીદારણ, ભૂમિ ભાર ઉતારણ
—તુમકો

### ભજન

જય શ્રીરામ જય શ્રીરામ
જય જય જય હો જય શ્રીરામ
કૌશલ્યા નંદન આનંદ કંદન,
જાનકી જીવન સુંદીરશ્યામ—જય
મુની મનરંજન જય જગ વંદન,
અસુર નીકંદન પુરણ કામ—જય

અધમ ઉદ્ધારણ પતિતપાવન,
ભક્ત વત્સલ સંતન સુખધામ—જય
નીર્બલબલ નિર્ધન ધન રઘુવર,
દયાનિધી દીનજન વિશ્રામ—જય
જય જગપાલક અનંતતારક,
કોટી કોટી કરૂં ચરણ પ્રણામ—જય

**ભજન**

આજ સનાથભઇ હે અયોધ્યા આજ સનાથ ભઇ હે
કંચન મ્હેલ બને દશરથ કે સરયુ નીકટ વહી હે
—અયોધ્યા
ઘરઘર નોબત બાજે ભુમી, રતનસે છાય રહી હે
—અયોધ્યા
જન્મલીયો કરૂણા કર પ્રભુને, વધાઇ નૃપકું ગઇ હે
—અયોધ્યા
માનુની મલી મંગલ ગીત ગાયે, ખબર પ્રજાકુ ભઇ હે
—અયોધ્યા
ગુરૂ વસિષ્ઠ મહેલ પધારે માંગત દાન સહી હે
—અયોધ્યા
તુલસીદાસ ધન્ય ધન્ય કૌશલ્યા, મનસા સફલ ભઇ હે
—અયોધ્યા

**ભજન**

રઘુવંશી રાજારામ કનૈયા દશરથ સુત વસુદેવકા છૈયા—ટેક

અયોધ્યાકે નાયક મથુરાકે વાસી....૨
ધનુષધારીને જેને મોરલી પ્રકાશી—રઘુવંશી

અહલ્યા ઉદ્ધારી કુબજાને તારી....૨
એરે કદમ પર જાઉં બલીહારી—રઘુવંશી

રાવણ માર્યો કંસ પછાડયો....૨
અક્રુર તાર્યો વિભીષણ ઉગાર્યો—રઘુવંશી

સીતા પતિ રામજી રૂક્ષ્મણીકે સ્વામી....૨
કહે તુલસીસુર અંતરયામી—રઘુવંશી

ભક્તરાજ શ્રી કબુભાઇના શ્રી કૃષ્ણ ભજનાશ્રમમાં ભગવાન શ્રી ગોપાળ કૃષ્ણનો પાટોત્સવ પણ રામનવમીનો છે. ભગવાન શ્રીરામની જયંતી સાથે આજે રામના પરમભકત શ્રી સમર્થ રામદાસ સ્વામીનો પણ જન્મ આજને દીવસે છે કે જે રામદાસ નવમી કહેવાય છે. ઉમર લાયક થતાં માતાની ઈચ્છા પુત્રને પરણાવવાની હતી. સર્વ તૈયારી થઈ લગ્ન મંડપમાં વરરાજા શ્રી રામદાસ સ્વામીને પધરાવ્યા સર્વે વિપ્રોએ લગ્નના સુત્રો પોકારવા માંડયા તેમાં **સાવધાન**ના શબ્દોનો ઉચ્ચાર વિપ્રોએ **કર્યો એ** શ્રવણ કરતાં જ શ્રી રામદાસ સાવધાન થયા લગ્ન મંડપનો ત્યાગ કરી ત્યાંથી નાઠા. બાર વરસ એકાંતમાં બેસી તપ કર્યું પછીના બાર વરસ તીર્થ ભ્રમણ કરી ફરતાં ફરતાં પોતાના જ ગામમાં પોતાના જ ઘર આગળ જયજય રઘુવીર સમર્થ કરી

ઉભા રહ્યા. વૃદ્ધ માતા આંગણામાં બેઠા હતા. પુત્ર વીયોગથી જેઓએ પોતાની આંખોના તેજ પણ ગુમાવ્યા હતા. સાધુ ભીક્ષા લેવા આવ્યો છે એમ સમજી મોટા પુત્રની વહુને આવેલ સન્યાસીને ભીક્ષા આપવા કહ્યું. તરત જ રામદાસ સ્વામી બોલી ઉઠયા કે મા ચપટી ભીક્ષા લઇને ચાલ્યો જાય એવો આ સન્યાસી નથી—માતાને અવાજ કાંઇ પરીચીત લાગ્યો. કોણ ? બેટા નારાયણ કારણ કે શ્રી રામદાસ સ્વામીનું પુર્વાશ્રમનું નામ નારાયણ હતું. આટલું શ્રવણ કરતાં રામદાસ માતાના ચરણોમાં પડયા. વૃદ્ધ માતા પુત્રના મુખ ઉપર હાથ ફેરવે છે તો આજ ચોવીસ વરસોનો વીયોગ સમર્થની આકૃતી ભવ્ય થઇ ગઇ હતી લાંબી દાઢી લાંબી જટા બેટા તારૂં આ સ્વરૂપ—પણ હું જોવા સમર્થ નથી કારણ કે મારી આંખો નથી શ્રી રામદાસે જોયું કે માતા અંધ બન્યા હતા—મા ચીંતા ન કરો એ રામની કૃપા સર્વ કાંઇ કરવા સમર્થ છે.

"જાકી કૃપા પંગુગીરી લંઘે
આંધરે કુ સબ કછુ દર્શાઇ."

આટલું કહેતા શ્રી રામદાસે માતાને રામ રામ કરવા જણાવ્યું અને પોતાનો વરદ હસ્ત માતાની આંખો ઉપર ફેરવતા વૃદ્ધ માતા દેખતી થઇ. આવા મહાન સમર્થ પુરૂષ શ્રી રામદાસ સ્વામી હતા—મનાચે શ્લોક અને દાસ બોધ નામનો ગ્રંથ જેમણે રચ્યો છે. છત્રપતિ શીવાજી જેવાએ જેમનું શીષ્યત્વ સ્વીકાર્યું છે અને જગતને એકજ ઉપદેશ શ્રી સમર્થે સંભળાવ્યો છે કેઃ—

અહો ચેતા જાતા ઉઠત બસતા કાર્ય કરીતા
સદા દેતા ઘેતા વદની વદતા ગ્રાસ ગીરીતા
ધરી દારી શય્યે વરી રતી સુખાચે અવસરી
સ્મસ્તાંચી લજ્જા ત્યજુની ભગવદ્ ચીંત્વન કરી

ભજન

દાસાચી સંપત્તી રામ સીતા પતિ,
જીવાચા સંગાતી રામ એક
રામ એક માતા રામ એક પિતા,
રામ એક ભ્રાતા સહોદર
સહોદર વિદ્યા વૈભવ કાંચન,
સર્વહા સ્વજન રામ એક
રામ એક સ્વામી રામહા કૈવારી,
લાભ યા સંસારી રામ એક
રામ એક જ્ઞાન રામ એક ધ્યાન,
રામ સમાધાન રામ દાસી

ભજન

રામ ગાવા રામ ધ્યાવા
રામ જીવીચા વિસાવા
કલ્યાણાચે જે કલ્યાણ,
રઘુરાયા ચે ગુણગાન

મંગલાચે જે મંગલ,
રામ કૌશાલ્યાચે બાળ
રામ કૈવલ્યાચા દાની,
રામદાસા અભિમાની

## ચૈત્ર સુદી ૧૧

### કામદા એકાદશી

આજની એકાદશીનું નામ કામદા એકાદશી છે. આ એકાદશીનું વ્રત જે કોઇ કરશે તેની સર્વ કામના પરીપુર્ણ થશે. આ એકાદશીનું મહાત્મય તથા કથા દીલીપરાજાના પુછવાથી વસીષ્ઠ મુનીએ આ પ્રમાણે કહેલ કે હે રાજા ભોગી પુરી નામની નગરીમાં પુંડરીક નામનો રાજા, રાજ્ય કરતો હતો. તેના રાજયમાં લલીત નામનો ગંધર્વ લલીતા નામની અપ્સરાને પરણ્યો હતો. એક દીવસે લલીત રાજય દરબારમાં ગાયન કરવા ગયો પણ તેનું ચીત્ત લલીતામાં હતું તેથી વારે વારે ગાયનમાં વિક્ષેપ થવા લાગ્યો. રાજાને આ વાતની જાણ થતા રાજાએ શ્રાપ આપ્યો કે ભરસભામાં વિનય ભંગ થયો છે માટે તું રાક્ષસ થા. લલીતાને આ વાતની જાણ થતાં તે પણ તે રાક્ષસની પછાડી ભમવા લાગી એકવાર ભમતાં ભમતાં એકવાર તે શૃંગી ઋષીના આશ્રમમાં જઇ ચઢી અને પ્રણામ કરી ઉભી રહી ઋષીએ પુછયું તું કોણ? કયાંથી આવેલ છે? અને શું પ્રયોજન છે? લલીતા એ પોતાની સર્વ હકીકત તેમજ પોતાનો

પતિ રાક્ષસ પણાને પ્રાપ્ત થયેલા છે તેમાંથી મુકત કરવાને સારૂં ઋષીને પ્રાર્થના કરવા લાગી. એની દીનતા ભરી વાણી સાંભળી શૃંગી ઋષી બોલ્યા કે હે લલીતા તું ચૈત્ર સુદ એકાદશીનું વ્રત કરી તેનું ફળ તારા પતિને અર્પણ કર જેથી સહુ સારા વાના થશે. લલીતાએ તે પ્રમાણે કર્યું જેથી રાક્ષસપણાને પામેલ તેનો પતિ લલીત સુંદર ગંધર્વ બન્યો અને બન્ને જણ સ્વર્ગે સીધાવ્યા. એવી આજની એકાદશીનો મહીમા છે. આ એકાદશીને દીવસે શ્રી કૃષ્ણચંદ્રનો દોલોત્સવ હવેલી તથા મંદીરોમાં કરવામાં આવે છે. આજે શ્રી કૃષ્ણને હીંડોળામાં ઝુલાવવાથી અને તેના દર્શન કરવાથી અનેક અપરાધોમાંથી અને દુ:ખોથી–પાપોથી મુકત થવાય છે.

### ભજન

ધન્ય ધન્ય એકાદશી આજની રે,
રૂડી નીરખી છબી વ્રજરાજની રે....ધન્ય
ફુલડાના છોગાતે ચીત્તમાં ધર્યા રે,
તે જોઇને મારા નેણા ઠર્યાં રે....ધન્ય
ભાળી કેશર તીલક રૂડું ભાલમાં રે,
મારી લગની લાગી છે નંદલાલમાં રે....ધન્ય
વાંકી ભૃકુટીમાં મન મારૂં ભમે રે,
હવે બીજું દીઠું તેમને નવ ગમે રે....ધન્ય
બ્રહ્માનંદ કહે રૂપાળી એની આંખડી રે,
પ્યારી લાલ કમળ કેરી પાંખડી રે....ધન્ય

આજ એકાદશીને દીવસે સંત રૂષીરાજનો જન્મ થયો હતો. તેમનું પુર્વાશ્રમનું નામ હરજીવનદાસ કુબેરજી ત્રીપાઠી હતું. તેઓએ ભજન રચ્યા છે તેમાં રૂષીરાજ એવું ઉપનામ રાખ્યું છે. તેમનો જન્મ ઔદીચ્ય સહસ્ત્ર જ્ઞાતીમાં ઉત્તર ગુજરાતને વીષે સાબરમતી નદીના કીનારે વરસોડા ગામમાં થયો હતો. સાબરમતીમાં સ્નાન કરવા જતાં તેઓને કોઇ સીદ્ધ પુરૂષના દર્શન થયાં હતાં આથી તેમને આત્મસીધ્ધી પ્રાપ્ત થઇ હતી. ઇશ્વર સંબધના જીવને બોધ આપનારા એમના ભજનો જનતાને જલદીથી મુખપાઠ થઇ જતાં. એમના કીર્તનો ગુજરાતભરમાં ગાવા લાગ્યા અને એમના સંપુર્ણ કીર્તનોને બોધ ચીંતામણીના નામથી પ્રકાશીત કરવામાં આવ્યા. તેઓશ્રીનોજન્મ અને નીર્વાણ બન્ને એકજ દીવસે એટલે ચૈત્ર શુદી એકાદશીએ હતું.

## ભજન

આલમના ઓવારે અવધુ જોગીડા
ઉતર્યા અમદેશે દેવા આદેશ જો
જગવી ચિન્મય જ્યોત જગાવી જગતને
શ્રેય સાધવા સાધક ઉર સંદેશ જો
રૂષીકુળ ઉદભવ જુગ જુગ જુના જોગીડા.

પ્રણવ ધનુષ પર આત્મન્ શરને સાંધતો.
સુરતા દોરીપર કરતો સંચારજો,
તત્વોના તાનોમાં તું તન્મય બની,
બ્રહ્મ લક્ષ્યને છેદી કરતો પારજો,
પ્રભુપદ સ્પર્શી અજર અમર તું જોગીડા.

દેહ ભાન ખોતો તું પળ પળ રાજવી,
નયનોમાં નીતરતાં નૌતમ નીરજો,
અંગોમાં ઉભરાતી રસબસ રેલડી,
ભક્તિરસ દયાને ભાવે ભરપુરજો,
બ્રહ્મ જ્ઞાનનો ભોમીયો અવધુ જોગીડા.

ત્હારી રમ્ય પ્રભાના કિરણુથી ઉરે,
રજની જાતાં સાધ્યો મુક્તિ યોગજો,
અમ અંતરની વૃત્તી જાણો આપ સૌ,
આપ પ્રભુમાં પ્રગટયો જીવન જોગજો.
અમ જીવન તપફળ તુજ દર્શન જોગીડા.

આપ તણી નાતો જાતોનું કો નહિ,
માટે ઉઠી અવનીથી આકાશજો,
અમ વ્હાલા સાધક સાથે લઇ સંચરો,
અલખ પ્રભાકર દેશે વસીયે વાસજો,
અમ અંતરના અનંત નમન હો—જોગીડા.

## ચૈત્ર સુદી પુનેમ

## શ્રી હનુમાન જયંતી

આ જગતમા જે સાત ચિરંજીવીઓ છે તેમાના એક હનુમાનજી પણ છે, ત્રેતાયુગમાં અંજની સતીએ બળવાન પુત્રની પ્રાપ્તી સારૂં ઘણા વર્ષો સુધી મહાદેવજીનું તપ કર્યું જ્યારે શ્રી શંકર પ્રસન્ન થયા ત્યારે એક બળવાન તમારા

જેવા પુત્ર હોવા જણાવ્યું, સદાશીવે તથાસ્તુ કહ્યું કે આજે સુર્ય સામું ધ્યાન ધરી જોયા કરજે અને અંજલી ધરી રાખી આકાશમાંથી જે કાંઈ પડે તે તુરત ખાઇ જજે. બનાવ એવો બન્યો કે યજ્ઞ નારાયણે જે પ્રસાદ દશરથને કૈકેયીને આપવા સારૂ આપેલો તેમાનો થોડો પ્રસાદ હાથમાંથી પડી જવાથી પક્ષીદ્વારા ઉંચેથી અંજનીના ખોળામાં પડયો જેથી તેણે તે પ્રાસન કર્યો અને ગર્ભ રહ્યો કે જેના દૈવતથી અને મહાદેવજીના વચનથી જે પુત્રની પ્રાપ્તી થઈ તે બળવંત વીર શીરોમણી હનુમાનજી. હનુમાનજી એ કેશરી નામના પિતા અને અંજની નામની માતાના ઉદરે શ્રી સદાશીવના વરદાનથી પ્રાપ્ત થયેલ પરમ પ્રતાપી ચિરંજીવ અને વજ્ર દેહી. વીરકેશરીએ મરૂત અથવા વાયુનો અવતાર હતા અને તેના પુત્ર હનુમાનજી હોવાથી તેમનું નામ મારૂતી બોલાય છે હનુમાનજી કેવા છે તો કહે છે કે મનના જેટલી જેની ઝડપ છે પવનના જેટલો જેનો વેગ છે જેઓએ પોતાની ઈંદ્રીયો વશ કરી છે અને વાનર ટોળાના મુખી અને શ્રી રામના દુત છે. હનુમાનજીએ રામદુત બની કેવા મોટા અને ભારે કાર્યો કર્યાં છે તેના સાક્ષી શ્રી રામાયણ મોજુદ છે. મોટા માણસની મુલાકાત લેવી હોય તો તેના અંગના માણસથી કે દુતથીજ મેળાપ થઇ શકે છે તેમ ભકતના સંગથી જ ભગવાનનો મેળાપ થાય છે. શ્રી સમર્થ રામદાસ સ્વામીને તથા ગોસ્વામી તુલસીદાસજીને શ્રી રામચંદ્ર-જીના દર્શન કરાવનાર હનુમાનજી જ હતા. શ્રી હનુમાનજી એટલે શકિત, યુકિત અને ભકિતની મુર્તિ. આજ સુધીના નૈષ્ઠીક

બ્રહ્મચારીઓમાં ભીષ્મપીતામહ અને હનુમાનજી અગ્રસ્થાને આવે છે. આવા બળવંત હનુમાનજીનો જન્મ દીવસ આજનો હોવાથી તેમની પુજા આંકડાની માળા તથા તેલ સીંદુર ચઢાવવાથી થાય છે. જેમ સદાશીવનું મંદીર નંદી સીવાય હોતું નથી તેમ શ્રી રામનું મંદીર મારૂતીની મુરતી વીના હોતું નથી.

### ભજન

અંજનીના જાયા મહાવીર હનુમંતા
તમને નમી લાગું પાય જ્ઞાન ગુણવંતા....અંજની
બળવંતા બળવંતા બળવંતા છો તમે દેવા
રૂડા રામની આપો ચરણ કમળની સેવા....અંજની
પવન તનય સંકટ હરણ મંગળ મુર્તિરૂપ
રામ લછણ સીયા સહીત હૃદય બસો સુર ભુપ સીયાવર

### ભજન

હાંરે તમે બજરંગ છો બળવંતા,
વંદુ પવન સુત હનુમંતા—ટેક
હાંરે તમે અંજની કેરા જાયા,
હાંરે તમે સુર્ય પકડવાને ધાયા
હાંરે તમે જગે વગાડયા ડંકા,
વંદુ પવન સુત હનુમંતા
હાંરે તમે નૈષ્ટિક છો બ્રહ્મચારી,
હાંરે ગદા કચ્છને લંગોટ ધારી

હાંરે તમે બળમાં છો બળવંતા,
વંદુ પવન સુત હનુમંતા
હાંરે તમે વજ્રની કાયા કીધી,
હાંરે સીતા મૈયાની શુધલીધી
હાંરે તમે બાળી દીધી છે લંકા,
વંદુ પવન સુત હનુમંતા
હાંરે તમે વીરતણા મહાવીર,
હાંરે તમ સ્વામી શ્રી રઘુવીર
હાંરે તમે સંત તણા છો સંતા,
વંદુ પવન સુત હનુમંતા
હાંરે માળા આંકડાની હું ધરાવું,
હાંરે તેલ સીંધુર ચઢાવું
હાંરે તમે પુનીતના ભગવંતા,
વંદુ પવન સુત હનુમંતા

આ ચૈત્ર સુદી પુનેમના દીવસે જુનાગઢના નાગર નરસીંહ મ્હેતાને ભગવાનની રાસ લીલાના દર્શન થયા હતા. આપણે ચૈત્ર સુદી સાતેમે જોયું કે ભાભીને મ્હેણે નરસીંહ મ્હેતો ઘરમાંથી બહાર નીકળી ગોપનાથ મહાદેવ ગયા, અને સાત દીવસ સુધી અન્ન અને જળનો ત્યાગ કરી શ્રી શંકરનું આરાધન કર્યું સાતમે દીવસ શ્રી શંકર પ્રસન્ન થયા અને વરદાન માગવાનું કહ્યું ત્યારે નરસીંહ મ્હેતાએ કહ્યું કે હે

નાથ લૌકીક કામના કે હેતુથી તમારૂં આરાધન કર્યું નથી. માટે મારે અન્ય વરદાનોનું પ્રયોજન નથી.

"માગું નહિ ધનદારા કે બાળ
શરણુ લ્યો ને તોડી જંજાળ"

અવર ઇચ્છા મને કાંઇ નથી એકજ મારી આશ
સફળ કરૂં આ નેત્રને નીરખી પ્રભુનો રાસ

સદાશીવ મહાદેવ તરતજ નરસીંહને ગોલોકમાં લઇ ગયા કે જયાં રાસ વીહારી રાસેશ્વર શ્રી કૃષ્ણુ રાધીકા સહીત બીરાજમાન હતા. શંકર સાથે એક મૃત્યુ લોકનો માનવી અહીં આવેલો જોઇ ભગવાને કીધું કે ભોળાનાથ તમે ભોળા તે ભોળા જ રહ્યા આ સાથે કોણે તેડી લાવ્યા છો અને શું ઇચ્છા છે. શ્રી શંકરે કીધું કે નાથ મૃત્યુ લોકનો માનવી છે પણુ સંસ્કાર મૃત્યુ લોકના નથી. તમારી રાસ લીલાના દર્શન સારૂં અહીં લાવેલ છું. તરત જ ભગવાને મહા રાસ રચી દીધો અને રાસ લીલામાં પ્રકાશ સારૂ એક બળતી મસાલ નરસીંહ મ્હેતાના હાથમાં આપી મહારાસની લીલામાં તલ્લીન થયેલો નરસીંહ મ્હેતો દેહનું ભાન ખોતો ગયો અને મસાલ બળતી બળતી ઠેઠ હાથ સુધી આવી અને હાથ પણુ બળવા લાગ્યો છતાં નરસૈયો તો તન્મય હતો.

ભજન

ઠામે ઠામે ઘનશ્યામ દેખીએ હમે—૨
શ્યામ દેખીએ હમે શ્યામ દેખીએ હમે—ઠામે

સાખી

રાસ મંડળના રંગમાં બાકી રહી નકચાસ
ભક્તિ રસથી રસીકને અમે ખરીદયો આજ
ગોપી ગોવિંદ એક રૂપ તો થયા
એક રૂપ તો થયા સુખ જાયના કહ્યા....ઠામે

સાખી

જયાં જોઉં ત્યાં જણાય છે એક ગોપી એક કાન
દેવ દરશને આવીયા ચઢી ચઢી વૈમાન
અહો આનંદ, આનંદ વરતાઇ રહયો....ઠામે

સાખી

સ્વર્ગ મૃત્યુ પાતાળમાં સ્થળ એવું નહિ કોય
કરીએ ક્રીડા નવ અમે અણુમાં પણ અણુ હોય
બ્રહ્મ રૂપમાં લીન કર્યા એજ હમારા ભાગ્ય
અમરપણું સૌને આપીયું ધન્ય ધન્ય જગદીશ
પ્રેમ પ્રવાહ ઝરણો ચાલ્યો છે એક રંગે
ચાલ્યો છે એક રંગે નરસીંહ ભક્ત કે રે સંગે....ઠામે

તો આ ચૈત્રી પુનેમે જુનાગઢના નાગર નરસીંહ મ્હેતાને ભગવાનની રાસલીલાના દર્શન થયા હતા. શ્રી રણછોડ રાયકી જય.

ભજન

ધણી ખમાં રંગીલા રણછોડને જો કે....ર
રસીઆજી રૂપાળા ચીત્ત ચોર ને જો કે—ધણી

આવી ઉભા સોભાગી મારે બારણે જો કે....૨
વારી વારી જાઉં વાલીડાના વારણે જો કે—ધણી
મુખ નીરખતાં ભવ દુઃખ જાય છે જો કે....૨
અંગો અંગે આનંદ ઉભરાય છે જો કે—ધણી
મારા વ્હાલોજી શામળે વેશ છે જો કે....૨
એના નેત્રોમાં મોહની વીશેષ છે જો કે—ધણી
ચરણ સ્પર્શતા હરખ સમાતો નથી જો કે....૨
વ્હાલો પુરો પ્રગટ થાતો નથી જો કે—ધણી
સુખ સાગરથી સુખડા અપાર છે જો કે....૨
અનુ એવાનો ધન્ય અવતાર છે જો કે—ધણી

## ચૈત્ર વદી ૧૧

## વરૂથિની એકાદશી

ચૈત્ર વદી એકાદશીનું નામ વરૂથિની એકાદશી છે વરૂથ એટલે ટોળું અથવા સમુદાય જે વ્રત કરવાથી પુણ્યોનો સમુદાય મળે અથવા વ્રત કરનારના દારીદ્ર, રોગ જાય, શત્રુ ભય તથા રાજભય અને પાપોનો નાશ થઇ સૌભાગ્ય અને સંપત્તી આપે છે. આ એકાદશીના પ્રભાવથી જ માંધાતા રાજા સ્વર્ગમાં ગયા અને ધુંધુમાર વીગેરે રાજાઓ પણ મુક્તિને પામ્યા છે.

### ભજન

હરખ અતિ ભેટયા કૃષ્ણ પતિ,
આજ એકાદશી હરખ અતિ....ટેક

મન મોહન મારે મંદીર આવ્યા,
અધિક થઇ હું તો પુણ્યવતી
....આજ
પીતાંબર આભુષણ પ્હેરી,
ચાલંતા વ્હાલો હંસગતી–આજ
પુરષોત્તમ પુરણવર પામી,
રહી ન ખામી હવે એક રતી
....આજ
બ્રહ્માનંદ કહે હરિવર વરતાં,
ચોદ ભુવનમાં થઇ રે છતિ
....આજ

આજની એકાદશી એ શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું પ્રાગટ્ય છે તેથી બેઠકો અને હવેલીઓમાં તથા વૈષ્ણવોને આજે પરમ આનંદ ઓચ્છવનો દીવસ છે. શ્રીમદ્ આચાર્ય શ્રી વલ્લભાચાર્યજીએ ભૂતળ ઉપર પધારી એક જ ઉપદેશ વૈષ્ણવોને આપ્યો કે

"સર્વદા સર્વ ભાવેન ભજનીયો વ્રજાધીપ"

સર્વદા સર્વાત્મ ભાવથી વ્રજના અધીપતી એવા શ્રી કૃષ્ણચંદ્રનું સ્મરણ ભજન કરવું એ વૈષ્ણવોનો પરમ ધર્મ છે.

આચાર્યશ્રીનું જ્યારે ભુતળ ઉપર આગમન થયું ત્યારે ભારતવર્ષ અતી દુઃખીત અવસ્થામાં હતો ચારે તરફ અનાચાર શુષ્ક વેદાંતનું જોર પ્રવર્તી રહ્યું હતું. દેશ અને ધર્મના આવા કઠીણ સમયમાંથી જેઓએ અમારો ઉદ્ધાર કર્યો છે એવા શ્રીમદ્ ચરણોમાં આજે હમારા લાખો વંદન છે.

**ભજન**

શ્રી વલ્લભ મહાપ્રભુજી તુમકો લાખો પ્રણામ
તુમકો લાખો પ્રણામ
દૈવી જીવ ઉદ્ધારક તુમકો લાખો પ્રણામ
તુમકો લાખો પ્રણામ
અનાચારકા અગ્ની બરસતા—૨
શુષ્ક વેદાંતી જોર ચલાથા—૨
પુષ્ટી માર્ગ પ્રચેતા તુમકો લાખો પ્રણામ
તુમકો લાખો પ્રણામ
ધન્ય સાલ એ વીર વીક્રમની—૨
ધન્ય તીથીએ ચૈતરવદની—૨
શુદ્ધા દ્વૈત ઉપદેશક તુમકો લાખો પ્રણામ
તુમકો લાખો પ્રણામ
બંગાલામે કૃષ્ણ ચૈતનથે—૨
રજપુતાના મેં મીરાબાઈથી—૨
દક્ષિણમે તીન દેવકી ત્રીપુટી—૨
ચંપારણમેં પ્રગટે તુમકો લાખો પ્રણામ
તુમકો લાખો પ્રણામ

**ધુન**

શ્રી વલ્લભ વીઠ્ઠલ શ્રીજી શરણ....૨
જાઓ શ્રીજી શરણુ જાય જનમ મરણ—શ્રી વલ્લભ

જેની જીવ્હા જય શ્રી કૃષ્ણ જાપો જપે....૨
તેને ત્રીવીધી તાપો શી રીતે તપે—જેની
શ્રી વલ્લભ વીઠ્ઠલ પ્રભુને ખંમા
જય જય શ્રી કૃષ્ણ શરણં મમ:
શ્રી વલ્લભ વીઠ્ઠલ ગીરધારી
યમુનાજીની બલીહારી
જય જુમના શ્રી ગોવરધન નાથ
મહા પ્રભુ શ્રી વીઠ્ઠલ નાથ

**ભજન**

ભરોસો દૃઢ ઇન ચરણુન કેરો—૨
શ્રી વલ્લભ નખચંદ્ર છટાબીન—૨
સબ જગમેં ઘોર અંધેરો....ભરોસો
સાધન ઔર નહિ આ કલિ મેં—૨
જાસુ હોય નિવેરો—ભરોસો
સુર કહા કહે દ્વિવીધ આંધરો—૨
વીના મુલકો ચેરો — ભરોસો

**ભજન**

મોયે શ્રી વલ્લભજીકો ભરૂસો—૨
અન્ય દેવ જાનું નહિ માનું—૨
ઇનકો આશરો ખરોસો—મોયે

કછુક બીચાર સમજ મન મેરે—૨
બાર બાર કહ્યો તો સો—મોયે
રસીક સુધા સાગરકો તજકે—૨
ક્યું પિવત જળ ઓસો—મોયે

**ભજન**

શ્રી વલ્લભ તુમ શરણાંગત આયો....૨
સબ દુઃખ દુર ગયો તુમ દેખત....૨
સુખ કો પાર ન પાયો....શ્રી
આજ્ઞા તો શ્રીગોવરધનધરકી....૨
બ્રહ્મ સંબંધ કરાયો....શ્રી
ઐસે ઉગ્ર શ્રીલક્ષ્મણ સુતહો....૨
રસીકન તે મન પાયો....શ્રી
શ્રી ભાગવત સુબોધીનો મથકે....૨
અપનો પંથ દીખાયો....શ્રી
લીલા અપની સરસ દીખાઇ....૨
સેવા સુખ હી બતાયો....શ્રી

## વૈશાખ માસ

## વૈશાખ સુદી ત્રીજ

વૈશાખ સુદી ત્રીજનો દીવસ અખાત્રીજ અથવા અક્ષય તૃતીયા કહેવાય છે. વરસમાં સાડાત્રણ મુહુર્ત છે તેમાંનો એક આજનો દીવસ મુખ્ય છે. આજે કરાતા ગંગાસ્નાનથી, હોમથી,

દાનથી તથા પ્રભુ ભજનથી પાપોનો નાશ થાય છે. કારણ કે આજના દીવસે કરેલા જપ તપ હોમ દાન વીગેરે અક્ષય થાય છે. તેથી આજના દીવસનું નામ અક્ષય તૃતીયા છે. આજનો દીવસ પરશુરામ જયન્તીનો છે. પૃથ્વી ઉપર જ્યારે અધર્મ અને પાખંડ પ્રવર્તે છે ત્યારે ત્યારે પરમાત્મા અવતાર ધારણ કરી અસુરોને અને પાપીઓને શિક્ષા આપી દૈવી સંપત્તીવાળાઓનું એટલે સદ્ધર્મ પાલકોનું રક્ષણ કરે છે. આ પરશુરામનો અવતાર એ ભગવાન વીષ્ણુનો છઠ્ઠો અવતાર છે. જે વ્યાપક પરમાત્મા પરશુરામ નામે થઇ જમદગ્નીના પુત્ર થયા હતા, અને પરશુધારી થઇને સહસ્રાર્જુનનો નાશ કર્યો હતો તે ઉગ્ર રૂપવાળા પરશુરામને નમસ્કાર હો.

## વૈશાખ સુદી ૧૧

## મોહીની એકાદશી

આજની એકાદશી મોહીની એકાદશી છે. શ્રી રામચંદ્રજીએ પરોપકાર બુદ્ધીથી વસીષ્ઠ મુનીની પાસે આ એકાદશીનો મહીમા પુછતાં વસીષ્ઠ મુનીએ કહ્યું કે હે રામ ભદ્રાવતી નામની નગરીમાં ધુતીમાન નામે રાજા રાજ્ય કરતો હતો તેના ગામમાં ધનપાળ નામનો વાણીયો રહેતો હતો તેને પાંચ પુત્રો હતા. વણીક પોતે શાંત, ધર્માભિમાની અને પરમાર્થી હતો, પરંતુ તેનો નાનો છોકરો ખરાબ સંગને પરિણામે વીલાસી અને નાસ્તીક નીવડયો. પિતાનું દ્રવ્ય ખરાબ કામમાં વાપરવા લાગ્યો આથી પીતાએ તેને ઘરમાંથી બહાર કાઢી મુકયો. ઘરમાંથી નીકળ્યા પછી તે ચોરી કરવા લાગ્યો એક વાર તે પકડાયો અને દેશનીકાલની

સજા થઇ. આથી તે વનમાં આમતેમ રખડવા લાગ્યો. એવામાં એક વખતે ચીંતા કરતો કરતો દૈવ યોગે કૌંડીન્ય મુનીના આશ્રમે જઇ ચઢયો ઋષી ભાગીરથીમાં સ્નાન કરી વસ્ત્ર નીચોવતા હતા તેના છાંટા આ વણીક પુત્ર ઉપર પડતાં તેના સ્પર્શથી તેને પોતાના પાપનું ભાન આવ્યું. ઋષીના ચરણમાં દંડવત કરી દીનવાણીથી બોલ્યો, હે મહાપુરૂષ આ જનમમાં ઘણાં પાપો મારે હાથે થયા છે તેનું પ્રાયશ્ચીત થોડા પરિશ્રમથી થઇ શકે તેમ કહો ઋષીએ તેને વૈશાખ સુદી એકાદશીનું વ્રત કરવા કહ્યું અને કહ્યું કે સર્વ દુઃખનો અને સર્વ પાપનો નાશ કરનાર આ એકાદશીનું વ્રત છે તે પ્રમાણે કરતાં જ તેની બુદ્ધિ નીર્મળ થઈ અને તપમાં રત થયો અને અંતે આત્માનો સાક્ષાત્કાર કરી વીષ્ણુ લોકને પ્રાપ્ત થયો જે કોઇ આ વ્રતનો મહીમા સાંભળી યથા વીધી વ્રત કરશે તેનો મોહ નાશ પામી ઉત્તમ ફલની પ્રાપ્તી થશે.

### ભજન

માવ મળ્યા તન તાપ ટળ્યા,
આજ એકાદશી માવ મળ્યા
પૂર્વ ભવની પ્રીત જાણીને,
આવીને અમ પર અઢળક ઢળ્યા
....આજ એકાદશી
મુનિવર ધ્યાન ધરી ધરી થાકયા,
કોઇથી વ્હાલો નવ જાય કળ્યા
....આજ એકાદશી

મારૂં મંદીર પોતાનું રે જાણી,
ભુધર સુખ દુઃખ માંહી ભળ્યા
....આજ એકાદશી

બ્રહ્માનંદ કહે હરિવર પામી,
આનંદ કેરા ઓધ વળ્યા
....આજ એકાદશી

આજની એકાદશીએ પુજય શ્રી જાદવજી મહારાજના સુપુત્ર હરિદાસ મહારાજ સ્વધામ પધાર્યાં હતા. પૂજય પિતા શ્રી જાદવજી મહારાજના સ્વધામ ગયા પછી પિતાની ભકિત ભજનની અને સત સંગની પ્રવૃતી ચાલુ રાખી પિતાને પગલે જેમને પોતાનું જીવન પ્રેર્યું હતું. પોતાની જીવન લીલા સંકેલવાની આગાહી ભકતરાજશ્રીને પ્રથમથી થઇ હતી. મૃત્યુ પોતે જોખમદાર બનતું નથી કારણભૂત વ્યાધી કે અકસ્માત તો હોય જ તે રીતી પ્રમાણે ભકતરાજે આઠ દીવસની ટુંક બીમારી ભોગવી વૈશાખ સુદી એકાદશીને દીને હરિ ૐ ના અખંડ રટણ સાથે પોતાના સ્થુલ શરીરનો ત્યાગ કર્યો.

હરિ ૐ હરિ ૐ હરિ હરિ ૐ
ૐ હરિ ૐ હરિ હરિ હરિ ૐ

## વેશાખ સુદી ૧૪

## નૃસિંહ ચતુર્દશી

જેમનું સ્વરૂપ પીંગળી આંખોવાળું પીંગળી કેશવાળી વાળું ડાઢ અને નખ રૂપી આયુધવાળું તથા દાનવના રાજા

હીરણ્યકશીપુનો નાશ કરનારૂં છે તે શ્રીનરસીંહ રૂપ પરમાત્માને નમસ્કાર હો. મુખ્ય જયંતીઓ ચાર, શ્રી કૃષ્ણાષ્ટમી, વામન દ્વાદશી, રામનવમી, અને નૃસિંહ ચતુર્દશી વૈષ્ણવ ધર્મમાં–સનાતન ધર્મમાં આ ચાર જયંતીઓ મુખ્ય મનાય છે. અને ખાસ કરીને વ્રત તરીકે પાળવામાં આવે છે. જયારે પોતાના ભાઇ હિરણ્યાક્ષનો નાશ થયો છે એમ જયારે હીરણ્યકશ્યપના જાણવામાં આવ્યું ત્યારે પૃથ્વી ઉપર વીષ્ણુ ભગવાનના ભકતો તપશ્ચર્યા આદી સત્કર્મ કરનારા બ્રાહ્મણો ક્ષત્રીયો અને ગાયોનો નાશ કરવા માંડયો તેમજ દેવોને હેરાન કરવા લાગ્યો અને યજ્ઞયાગાદીમાં વિઘ્ન કરવા લાગ્યો પોતાનો દેહ અજર અમર કરવાને સારુ મંદરાચળની ગુફામાં પગના અંગૂઠા ઉપર ઉભા રહી તપશ્ચર્યા કરવા માંડી. તેની તપશ્ચર્યાથી બ્રહ્મા પ્રસન્ન થયા વરદાન માગવા કહ્યું ત્યારે તે દૈત્યે વરદાન માગ્યું કે "આપે ઉત્પન્ન કરેલા પ્રાણીઓથી મારૂં મૃત્યુ ન થાય, બહાર તેમજ અંદરના ભાગમાં દીવસે કે રાત્રે, પૃથ્વી ઉપર કે આકાશમાં પશુઓથી દૈત્યોથી મનુષ્યોથી કે સર્પાદીથી મ્હારૂં મરણ ન થાય તેમજ યોગના પ્રભાવથી ઉપજતી અણીમાદી સિદ્ધિઓ જે કદી નાશ ન થાયે તે આપો. આ મુજબ બ્રહ્માએ પ્રસન્ન થવાથી સર્વ આપ્યું અને અંતર્ધાન થયા. આવી રીતે વરદાન મળવાથી તે દૈત્ય ઉન્મત્ત થઇ સર્વને ત્રાસ દેવા લાગ્યો. એના ત્રાસથી ત્રાસેલા ભગવાનને શરણે જઇ સ્તુતી કરવા લાગ્યા જેથી આકાશવાણી થઇ કે હે દેવો સમયની રાહ જુઓ તે દૈત્યનું બધું દુષ્ટપણુ મારા ધ્યાનમાં છે. દેવો, વેદો, ગાયો,

બ્રાહ્મણો સાધુ અને સંત પુરૂષોનો તથા ધર્મનો દ્વેષ કરે છે તે તુરત નાશ પામે છે. તે મુજબ આ દૈત્ય વર્તતો હોવાથી નાશ પામશે પરંતુ શાંત અને મહાત્મા એવા પ્રહલાદ જે તેનો પુત્ર છે તેનો દ્રોહ કરશે ત્યારે હું તેનો નાશ કરીશ. આ વાણી સાંભળી દેવો અને સાધુઓ પોતાના ધામ પ્રતી ગયા અને આખરે તેનો જ પુત્ર તેના નાશનું કારણ થયો. પ્રહલાદને જન્મથીજ પોતાના સંબંધીઓનો તામસી સ્વભાવ ગમતો નહતો. કેમકે તે ગાર્ભીક સંસ્કારથીજ વીષ્ણુનો પરમ ભકત હતો. અસુરજાતીમાં જન્મ્યો હતો પણ આસુરી ભાવ તેનામાં ન હતા. વીષ્ણુની ભકિત ભૂલાવવા સારૂ પ્રહલાદને પાઠશાળામાં મૂકવામાં આવ્યો. પણ પ્રહલાદ તો બીજા દૈત્યોના બાળકોને પણ ભકિતનો ઉપદેશ આપવા લાગ્યો કે ઇચ્છીત અર્થ આપનારો મનુષ્ય જન્મ છે. તો તેમાં જે ખરો પૂરૂષાર્થ કરવાનો છે તે ભગવાનના ચરણનું શરણ ગ્રહણ કરવું એજ છે. ઈશ્વર સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી તેજ મેળવવા યોગ્ય છે. બાકી સુખ દુઃખ તો સર્વ અવસ્થામાં મળે છે માટે વીષય સુખ સારૂ પરિશ્રમ કરવો નહિ. માટે હે બાળકો આસુરી સંગમાં લાગી રહેલા દૈત્યોનો સંગ દુરથી ત્યાગ કરી આદી દેવ ભગવાન નારાયણનું ભજન કરો.

**ભજન**

પ્રહલાદના જીવન મંત્રો રામા કૃષ્ણા ગોવિંદા
સૌ બાળકના મુખ પાઠો નરહર વિઠ્ઠલ ગોવીંદા
પ્રહલાદ કહે સૌ બાળકને આસુરી સંગનો ત્યાગ કરીને
બોલો સચ્ચીદાનંદા રામા કૃષ્ણા ગોવીંદા

ધુન

પ્રહલાદ ભણે રામા કૃષ્ણા ગોવીંદા
સૌ સંત ભણે નરહર વિઠલ ગોવીંદા

હિરણ્યાકશીપુએ જ્યારે આ વાત જાણી ત્યારે પોતાની પાસે બોલાવી તેને લાગેલો પ્રભુ ભજનનો નાદ છોડી દેવા કહ્યું ત્યારે પ્રહલાદે જવાબ આપ્યો કે "હે પિતાજી અજ્ઞાનતાના પડળ દુર કરવા ઇશ્વર પ્રાપ્તીનો માર્ગ સુલભ કરવા તમો સંત સમાગમ કરી આ ભવસાગર તરી જવાનો પ્રયત્ન કરો અને તે માટે વિષ્ણુ ભગવાવનું શરણુ ગ્રહણુ કરો. આ મુજબ પોતાનાથી ઉલટો મત જાણુવાથી તે દૈત્યને ક્રોધ વ્યાપ્યો. પછી પ્રહલાદને હાથીના પગ નીચે છુંદાવ્યો, ભુજંગોના ડંસ દીધા પહાડ પરથી ગબડાવ્યો, સરીતામાં ડુબાડયો અગ્નીમાં નાખ્યો પણ સર્વના આત્મારૂપી ભગવાન પરીબ્રહ્મમાં જેનું ચીત્ત જોડાયલું છે એવા પ્રહલાદને કાંઇ પણ થયું નહિ. પ્રહલાદ હંમેશા કહેતો કે વિષ્ણુ સર્વ વ્યાપક છે ત્યારે દૈત્ય પીતાએ કહ્યું કે આ સામે તપાવેલા અને ધગધગતા થાંભલામાં તારા વિષ્ણુને બતાવ જો ત્યાં હશે તો તને બચાવશે નહિ તો આ તલવારથી ત્હારૂં માથું ઉડાવું છું. પ્રહલાદે થાંભલાને નમસ્કાર કરી કહ્યું કે પિતાજી વિષ્ણુ જ મ્હારૂં રક્ષણુ કરે છે જેવી રીતે તે મ્હારામાં છે તેવી રીતે તમારામાં અને આ થાંભલામાં પણ છે. આવું સાંભળતાં જ હિરણ્યકશીપુ મોટા ક્રોધાવેશમાં પ્રહાર કરવા લાગ્યો કે તેજ વખતે ભયંકર શબ્દ થયો અને નહિ પશુ કે નહિ મનુષ્ય એવા ભયાનક સ્વરૂપ નૃસિંહ સ્વરૂપે પ્રગટ થયા. આવું રૂપ જોઇ દૈત્ય વિચારમાં પડયો કે આ શું ! જેવો ગદા લઇ સામે યુદ્ધ કરવા જાય છે કે ભગવાને પકડી

લઇ ઉમરા ઉપર લઈ જઇ પોતાના સાથળ ઉપર, નહિ ઘરમાં કે નહિ બ્હાર, નહિ પૃથ્વી ઉપર કે નહિ આકાશમાં, નહિ રાત્રે કે નહિ દીવસે એટલે સાંજને વખતે નહી હથીઆરથી એટલે પોતાના નખોની અણીઓથી તેનું હૃદય ચીરી નાખ્યું આ દીવસ વૈશાખ સુદી ૧૪ હતો. આવું ભયાનક સ્વરૂપ જોઇ કોઇએ , પણ તેમની પાસે જવાને હીંમત ધરાવી નહિ પછી પ્રહલાદ નજીક જઇ સ્તુતી કરવા લાગ્યો. ભગવાને પોતાનો હાથ પ્રહલાદના મસ્તક ઉપર મુકયો વરદાન માગવા કહ્યું પ્રહલાદ તો નીષ્કામ હતો તેણે કહ્યું કે હે પ્રભો હું તમારી સેવા વીના બીજું કશું માંગતો નથી. મારા પિતાનો ઉદ્ધાર કરો ત્યારે શ્રી ભગવાને કહ્યું કે ત્હારા જેવા સમ દ્દષ્ટીવાળા ભકતો જે દેશમાં જન્મે છે તે દેશ પવિત્ર થાય છે તેની એકવીશ પેઢીના પૂર્વજો સદ્ગતીએ જાય છે તો ત્હારો પીતા ઉત્તમ પદને પ્રાપ્ત કરવા ઉત્તમ લોકમાં જશે. શ્રી. નૃસિંહ ભગવાનકી જય શ્રી ભકત પ્રહલાદકી જય.

### ભજન

બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠ પતિ,
એમ હોકારે બકારે બોલ્યો મુઢમતિ
હું તો મનમાં ન રાખું કોની બીક કરતી,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠ પતિ
હમણા પ્રહાર કરીને ત્હારા પ્રાણ હરૂ,
ત્યારે હિરણ્યકશિપુ મારૂં નામ ખરૂં

હું તો બ્રહ્માંડમાં ભય કેનો નવ ધરૂ,
બાળા દેખાડ, દેખાડ તારો વૈકુંઠ પતિ
હું તો વેરી તણે છળે બળે માર્યો ન મરૂ,
વર બ્રહ્માએ આપ્યા તે અભિમાન ધરૂં
તેથી સકળ ભુવનમાં એ ફુલ્યો ફરૂં,
બાળા દેખાડ, દેખાડ તારો વૈકુંઠ પતિ
મને શું કરે તારો રામ રીસ કરી,
મારી સન્મુખ નવ શકે ધીર ધરી
ગયો વૈકુંઠથી નાશી મારે ત્રાસ કરી,
બાળા દેખાડ, દેખાડ તારો વૈકુંઠ પતિ
વરબ્રહ્મા તણો મીથ્યા કરે કોણ વળી,
જેથી પ્રગટી સૃષ્ટી વીવીધ સઘળી
મને સહાય થયો છે તપ મારે મળી,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠ પતિ
એવો દીવસ કયો જે દેખું દેવ હરિ,
યુદ્ધ કરૂં તેની સાથે કર ખડગ ધરી
પહેલો એ મળે તો મેલું બીજી વાત પરી,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠ પતિ
એવું વચન સુણીને બોલ્યો બાળમુખે,
રાજા બળ શાને કરો બેસી રહોને સુખે
હું તો દુબળો થાઉં છું દાદા તમારે દુ:ખે,
દાદા દેખાડું શું રામ મારો રહ્યો છે વ્યાપી

બધી સૃષ્ટી સુરાસુર એણે સ્થાપી,
દાદા દેખાડું શું રામ મારો રહ્યો છે વ્યાપી
મારા પ્રભુજી વસે છે ત્રીલોક વિષે,
એને જાણતા હો આપણથી દુર રખે
નથી બ્રહ્માંડમાં કોઇ મારા નાથ પખે,
દાદા દેખાડું શું રામ મારો રહ્યો છે વ્યાપી
એ તો આત્મ સ્વરૂપી સહુ માંહી વસે,
જેમ દર્પણમાં પ્રતીબીંબ ધસે
તેમ સઘળે ગોવીંદ અળગો ન ખસે,
દાદા દેખાડું શું રામ મારો રહ્યો છે વ્યાપી
ત્યારે બોલીયો અસુર મન ક્રોધથકે,
અલ્યા જાણ્યું અજાણ્યું કેટલુંક બકે
એક આ સ્થંભથી પ્રભુ તારો પ્રગટી શકે,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠ પતિ
એવું સુણીને બાળક કર જોડી કહે,
મારા સ્વામીનો મહીમા તો સત્ય લહે
હુંમાં તુંમાં સ્થંભ ખડગમાં સહુમાં રહે,
દાદા દેખાડું શું રામ મારો રહ્યો છે વ્યાપી
પછી પ્રહલાદ સંભારે વૈકુંઠ ધણી,
નીરખી પ્રેમ શું જોયું ત્યાં સ્થંભ ભણી
માંહી દીઠા નરસીંહ ત્રીલોક ધણી,
દાદા દેખાડું શું રામ મારો રહ્યો છે વ્યાપી

દેખી સ્થંભને પ્રહલાદે પ્રણામ કર્યા,
મન આનંદ આણી પ્રદીક્ષણા ફર્યા
એવું દેખીને દાનવપતિ ક્રોધે ભર્યા,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠ પતિ
બાંધો સ્થંભશું વછુટે ઉઠયો ખડગધરી,
દાઢી મુછ પછાડી દોડી દોટ દઇ
ફાટયો કડડડ સ્થંભ ધરા ધ્રુજી રહી,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠ પતિ
દીઠો કારમો કેશરી નર પ્રગટ થયો,
રૂપ નીહાળી દાનવ પતિ દુર ગયો
પછી પ્રહલાદ આવી સામે ઉભો રહ્યો,
જુઓ પિતાજી પ્રેમે મુજ વૈકુંઠ પતિ

ભજન

મુને વ્હાલું વ્હાલું વ્હાલું દાદા રામજીનું નામ
મારે અવર વિધા તણું નથી કાંઇ કામ–મુને

મારે દામોદર અવીનાશીરે અનંત,
મારે ભજવો છે ભકત વત્સલ ભગવંત....મુને
મારે માધવ કૃષ્ણ મુકુંદ મોરાર,
ભજુ મધુસુદન કેશવ કીરતાર....મુને
હું તો રૂદે માંહી લખી રાખું રામ ગોવીંદ,
વળી તન મન ધન મારે સચ્ચીદાનંદ....મુને

મારે શ્રવણે શ્રીરામજીનું રામજીનું જ્ઞાન,
મારે રામજીનું સમરણ રામજીનું ધ્યાન....મુને
મારે વીષ્ણુનું વંદન સેવન શ્રીરામ,
મારે ધરમને કરમને સાચો સુંદીર શ્યામ....મુને
હું તો સદાને સરવદા શ્રી હરિ કેરે શરણ,
કીધું આપ સમરપણ પ્રભુજીને ચરણ....મુને
મારે ધરણીધર પર દઢ વિશ્વાસ,
હું તો જનમો જનમ થકી દેવ કેરો દાસ....મુને
મારે નીરધનનું ધન સારંગ પાણ,
મારા મંદીરીયામાં જોતે જડી મોતીડાની ખાણ
....મુને
હું તો મુકું નહિ મુખ થકી વીષ્ણુના વખાણ,
હું તો પુરા પ્રેમે ભજયા કરૂ પુરૂષ પુરાણ....મુને
હું તો વિધા તણું તત્વ તપાસું રૂડી રીત,
ચારે વેદ વલોણામાં વિષ્ણુ નવનીત....મુને
એવા જુગ જીવન ત્રીભુવન ત્રાણ,
કોણ સીંધુ માહી કુદી પડે મેલી મોટા વ્હાણ
....મુને

**ભજન**

આજ મહામંગલ ત્રીભુવનમે,
ખંભ ફોરી હરિ પ્રગટ ભયે

દેવમુદીત નીશાન બજાવે,
સુખ ઉપજે દુ:ખ દુર ગયે—આજ
અસુર મારી પ્રહલાદ ઉગારે,
સંતન મન આનંદ ભયે
નરહરિરૂપ ધર્યો અવીનાશી,
ભક્ત હેતુ અવતાર લીયે—આજ
બ્રહ્માદીક નીકટ નહિ આવે,
દેવસમુહ અતિ ચકીત ભયે
સંતદાસ નરસીંહકુ નીરખી,
વારવાર બલીહાર ગયે—આજ

વૈશાખ સુદી ૧૫

**શ્રી રણછોડરાયકી જય**

**ભજન**

તારી ભકિત બોડાણાને ભાવી રે રણછોડ રંગીલા
એણે હાથમાં તુલસી વાવી રે રણછોડ રંગીલા
ચરણારવીંદે પ્રેમથી ચઢાવી રે રણછોડ રંગીલા
તમે પ્રીતી એના પર જણાવી રે રણછોડ રંગીલા
મહામજરો કીધો મધ્યરાતે રે રણછોડ રંગીલા
આવ્યા બોડાણાને લઇ સાથે રે રણછોડ રંગીલા
દયા કરી ડાકોરમાં પધાર્યા રે રણછોડ રંગીલા
ગુગળીને ઘરે પાછા વાળ્યા રે રણછોડ રંગીલા

આપે પ્રત્યક્ષ પારખું દીધું રે રણછોડ રંગીલા
આખા લીંબડામાં એક ડાળ મીઠું રે રણછોડ રંગીલા
સૌને દર્શન થાય છે સારા રે રણછોડ રંગીલા
ગુણ ગાય નીત્ય ભક્તો તમારા રે રણછોડ રંગીલા
આશા રામને આશરો ભારી રે રણછોડ રંગીલા
વ્હાલા ભવથી પાર દયો તારી રે રણછોડ રંગીલા

## વૈશાખ વદી ૧૧

## અપરા એકાદશી

વૈશાખ વદી એકાદશીનું નામ અપરા એકાદશી છે ધર્મરાજાના પુછવાથી શ્રીકૃષ્ણ ભગવાન કહેતા હતા કે આ એકાદશીથી બીજી કોઇ અધીક ન હોવાથી તેનું નામ અપરા એકાદશી છે. બ્રહ્માંડપુરાણુમાં કથા છે કે ખોટા જોષ જોનાર જોષીની, ખોટું ઔષધ આપનાર વૈદ્યની, ખોટી સાક્ષી આપનાર પાપીની, ક્ષત્રીય હોય અને યુદ્ધમાંથી પલાયન કરે તેની અને ગુરૂની નીંદા કરે તેની નરકમાં જ સ્થીતી થાય છે. તે સર્વને આ વ્રતના પ્રભાવથી પાપમાંથી મુકિત મળે છે. વળી આ એકાદશીનું મહાત્મય એ છે કે કાર્તીક માસમાં પુષ્કરતીર્થમાં સ્નાન કરવાથી, ભાગીરથીમાં પિંડદાન કરવાથી પિતૃ તૃપ્ત થવાથી સીંહરાશીના ગુરૂમાં ગોમતી ગોદાવરીમાં સ્નાન કરવાથી કુંભ સંક્રાન્તીમાં કેદારનાથ મહાદેવના દર્શન કરવાથી, બદરિકાશ્રમમાં નરનારાયણના દર્શન કરવાથી, સુર્ય ગ્રહણ હોય ત્યારે કુરૂક્ષેત્રમાં પુણ્ય કરવાથી જે ફળ મળે છે તે સર્વફળ આ એકાદશીનું વ્રત કરવાથી મળે છે.

**ભજન**

સુફળ ફળી હું તો હરિને મળી,
આજ એકાદશી સુફળ ફળી—ટેક
ચોંપ કરી નટનાગર સારૂ,
સેજસજી કાજુ કુસુમ કળી—આજ
રસબસ હોય રહી રસીયા સંગ,
જયું મીસરી પયમાંહી ભળી—આજ
નીત્ય નીત્ય પ્રેમ રહું ઉરધરતી,
હરિ ચરણે મન વૃત્તી હળી—આજ
બ્રહ્માનંદ કહે હરિ ઉર ધરીયા,
જન્મ મરણુ કેરી શંકા ટળી—આજ

વૈશાખ વદી ૧૩

Lives of greatmen all remind us how can me make our lifesublime.

આ તેરસ શ્રીકૃષ્ણુ ભજનાશ્રમના ભકતો ખુબ આનંદથી અને ધામધુમથી ઉજવે છે. કારણુ કે શ્રીકૃષ્ણુ ભજનાશ્રમના આદ્ય સંસ્થાપક ભકતરાજશ્રી કણુભાઈનો જન્મ દીવસ આજનો છે સંતોનું આગમન જગતને માટે હંમેશા કલ્યાણુકારી હોય છે. સંતોને પગલે પુનીતતા હોય છે ભકતરાજશ્રીનો જન્મ સંવત ૧૯૪૪ ના વૈશાખ વદી તેરસને સોમવારે પારડી નામના ગામે વૈશ્ય જ્ઞાતીમાં થયો હતો. પિતાનું નામ આત્મારામ અને માતાનું નામ ધનકોર હતું. ભકતરાજનું આખું કુટુંબ દૈવી



ભક્તરાજ શ્રી કષુભાઈ

સંપત્તિઓથી ભરપુર હતું. અને ભકતરાજશ્રી તો બાળપણથીજ દૈવી ગુણોના ખજાના રૂપે હતા. ભકતરાજશ્રીને ત્રણ વડીલ બંધુ અને એક બ્હેન હતી. આત્મારામના નાના પુત્ર આત્મામાં રમણ કરતાં શીખ્યા અને લોકોને શીખવાડયું અભ્યાસ અંગ્રેજી પાંચ ચોપડી સુધીનો જ હતો. તેઓ જ્યારે નીશાળે જતાં ત્યારે મુંબઇ શહેરના ભુલેશ્વર લત્તાના નાના મોટા દરેક દેવ-મંદીરોમાં દર્શને જતા અને પ્રભુને પ્રાર્થના કરતા કે હે નાથ જેવા આપ અહીં મંદીરમાં બેઠા છો તેવા મારા હ્રદય મંદીરમાં ક્યારે બીરાજમાન થશો ? આ પ્રમાણેનો કાર્યક્રમ ભકતરાજ-શ્રીનો ચાલુ હતો. અહીં એમની દર્શનભકિત ફળી. કોઈ એક સતસંગ પ્રેમી હરીજન એમને મળ્યો અને ભકતરાજને શ્રી નરનારાયણના સત્સંગ મંડળમાં લઇ ગયો. આ વખતે ભકત-રાજની ઉંમર સોળ વરસની હતી. આ સતસંગ મંડળના સ્થાપક શ્રી જાદવજી મહારાજ હતા. ભકતરાજ ઉપર પ્રભુ કૃપા થઇ ગુરૂ સમાગમ થયો. શ્રી સદ્ગુરૂને પણ થયું કે આ પાત્રમાં ભરેલી વસ્તુ ફોગટ જવાની નથી. સંવત ૧૯૬૮ ના વીજ્યા દશમીને દીવસે બેચાર પ્રભુ પ્રેમીને લઇને પોતાના નીવાસસ્થાને ભજન શરૂ કર્યું. પ્યારા ! બેચાર પ્રેમીઓ ભજન કરતાં કરતાં એના મુળ એટલા ઉંડા ગયા કે આજ દીવસ સુધી ભકતરાજ-શ્રીના નીવાસસ્થાને ભક્તિ ભજન અને સતસંગ ચાલુ છે લગભગ દરરોજ સવારના ત્રણ કલાક અને રાત્રે દોઢ કલાક એમ દીવસમાં ચાડાચાર કલાક ભજન થાય છે. ભકતરાજશ્રીના આદર્શ ગ્રહસ્થાશ્રમમાં એક પુત્ર અને એક પુત્રી હતા. તેર વર્ષની ઉમર થતા પુત્રી સ્વર્ગવાસી થઇ. સતસંગનો પ્રવાહ

ચાલી રહ્યો છે આ પ્રવાહમાં ચાલતી નાવમાં અનેક બેઠા અને અનેક ઉતર્યા. આ નાવના નાવીક તરીકે ભકતરાજશ્રીએ તનતોડ મહેનત બજાવી. સંવત ૧૯૭૬ માં એ એમના પંદર વર્ષના અવિરામ પરિશ્રમ અંગે સખત બીમારીમાં પટકાયા. આ બીમારી જીવ સટોસટનો મામલો હતો. શાંતી અને ધીરજથી દુઃખ સહન કર્યું એમના સતસંગીઓ હજુ એ દિવસને યાદ કરે છે ૧૯૭૬ ના શ્રાવણ વદ અમાસનો એ દીવસ દેહથી આત્મા છુટો થવાનો પ્રસંગ આજ દીવસ સંતના આત્મ સાક્ષાત્કારનો હતો. સંત કહેતા હતા કે આ દીવસે નાથ હ્રદયમાં કેવળ કૃપાથી જ પ્રગટ થયા. આજ એમનો સાક્ષાત્કાર **"કબુનો સાક્ષાત્કાર કબુના નયનોમાં દેખાતો હતો."** આ પ્રમાણે ભકિત ભજન કરતા અને કરાવતા ગુજરાતના અનેક ગામડાઓમાં ભજનાશ્રમની સ્થાપના કરી ભકિત ભજનના ઉપદેશ આપતા સંવત ૧૯૯૨ ની સાલ આવી. આ સાલમાં સંતના ભજનાશ્રમને અને સતસંગને પચીસ વર્ષ થયા આઠ દીવસની ટુંક બીમારી ભોગવી સંવત ૧૯૯૨ ના આસો વદી એકાદશી ને સોમવારે રાતે દોઢ વાગે સંતે પોતાના સ્થુળ શરીરનો ત્યાગ કર્યો સંતના ભજનાશ્રમમાં ભકિત ભજન અને સતસંગની પ્રવૃતીઓ અવિરત વેગે ચાલી રહી છે. જેનો એકજવાર આવી લાભ લેવાથી અનુભવ થશે છે કે સંતોનું આગમન જગતમાં શાને સારૂ હોય છે ?

**ભજન**

ગુણ ગાઓ નરનાર કબુના ગુણ ગાઓ નરનાર....ટેક
ઓગણીસો ચુવાલીસ સાલે વૈશ્ય ઘરે અવતાર....કબુનો

આત્મારામ પિતાજી જેના માતા ધનકોર ધાર....કબુના
ગ્રીષ્મઋતુ વૈશાખ કૃષ્ણમાં તેરસને સોમવાર....કબુનો
પારડી નામના નાના ગામે પ્રગટયો જગઉદ્ધાર....કબુના
ગુરૂ સેવાને સમરણ સાધન જીવનનો એ સાર....કબુના
ગુરૂ જાદવની કૃપા ગ્રહીને ઉતર્યા ભવજળ પાર....કબુના
મુંબઇ શહેરમાં ભજન કરાવ્યા વેદતણો વિચાર....કબુના
સંત કબુ ભગવાન ચરણમાં વંદન વારંવાર....કબુના

## જેઠ માસ

### ગંગા દશહરા

### ૧ થી ૧૦ સુધી

દશહરા અથા ગંગોત્સવ જેઠ સુદી એકમથી શરૂ થઈ તેની સમાપ્તી જેઠ સુદી દશમને દીવસે કરવામાં આવે છે. દશમને દીવસે ગંગાજીમાં સ્નાન કરવાથી દશ જાતના પાપોનો નાશ થાય છે. સ્વર્ગમાં જેને ગંગાજી કહેવામાં આવે છે પાતાળમાં જેને મંદાકીની કહે છે અને પૃથ્વી ઉપર જેને ભાગીરથી કહેવામાં આવે છે. એકજ આત્માના પ્રબળ પુરુષાર્થે સ્વર્ગમાં વહી રહેલી ગંગાજી પૃથ્વી ઉપર આવ્યા હતા. અને એ પ્રબળ પુરૂષાર્થી આત્મા ભગીરથ રાજા.

ઈક્ષ્વાકુળમાં હરિશ્ચંદ્ર પછી સગર નામનો એક રાજા ત્રેતાયુગમાં થઈ ગયો તેણે અશ્વમેઘ યજ્ઞશરૂ કર્યો અને એ યજ્ઞનો ઘોડો ફરવા લાગ્યો. ઈંદ્રે તે ઘોડાને કપીલમુની સમાધીમાં બેઠા હતા ત્યાં બાંધી દીધો. અશ્વને શોધવા સગરના સાઠ હજાર

પુત્રો ગયા. શોધતા શોધતા તે ઘોડાને તે ત્યાં જોતા કપિલ-મુની તે અશ્વને ચોરી લાવ્યા હશે એમ માની તેમને મારવા લાગ્યા. મુનીએ આંખ ઉઘાડી કે જેથી તેમના પ્રભાવથી તેઓ ભસ્મરૂપ થઇ ગયા. આમ પાછું કોઇ ન આવવાથી રાજાનો પૌત્ર અંશુમાન અશ્વની શોધમાં નીકળ્યો અને મુની પાસે આવતાં ઘોડો જોયો. અંશુમાને મુનીની સ્તુતી કરી તેથી મુનીએ કહ્યું કે અશ્વને લઇ જા, તારા કાકાઓ અહીં ભસ્મરૂપ થઈ ગયા છે તે જો ગંગાજી અહીં આવશે તો મુકત થશે. અંશુમાને સર્વ વાત સગરરાજાને કહી. અંશુમાનને રાજ્ય સોંપી પોતે ગંગાજી લાવવા તપશ્ચર્યા આદરી. અંશુમાને અમુક વર્ષ રાજ્ય કરી બાકી રહેલી તપશ્ચર્યા પોતે શરૂ કરી પણ ગંગાજીને પ્રસન્ન કરી શકયો નહિ તેનો પુત્ર દીલીપ અને દીલીપનો પુત્ર ભગીરથ થયો જેણે મહા તપશ્ચર્યારૂપ પ્રયત્ન કરી ગંગાજીને લાવવામાં સફળતા મેળવી. ભગીરથે કરેલ તપ જે ભગીરથ પ્રયત્ન તરીકે આજ સુધી કહેવાય છે. ગંગાજી પ્રસન્ન થયા ત્યારે ભગીરથે ભૂમી ઉપર આવવા વિનંતિ કરી જેથી ગંગાજીએ કહ્યું કે પૃથ્વી ઉપર આવું પણ લોકો મારી અંદર પોતાના પાપ ધોઇ મને અપવિત્ર કરશે તેનું કેમ ? તરત જ આકાશવાણી થઇ ગંગાજી તેનો શોચ તમે ન કરો તમારા જળમાં તમારા તટ ઉપર સાધુસંતો ભકતો ધર્મ ભજન ભક્તિ કરશે તેથી તમારી સર્વ અપવિત્રતા નાશ પામશે. આ પ્રમાણે કહેવાથી ગંગાજી સ્વર્ગમાંથી વિષ્ણુ ભગવાનના ચરણમાંથી ચાલવા લાગ્યા. તેનો વેગ અસહ્ય હોવાથી ભગીરથની પ્રાર્થનાથી કૈલાસમાં બીરાજતા શંકર ભગવાને તે જટામાં ધારણ કર્યો

જેથી શંકરની જટામાં નીરંતર ગંગાજીનો વાસો રહેલ છે. જે દીવસે ગંગાજી અર્થાત ભાગીરથી આભુલોકમાં આવ્યા તે દીવસ જેઠ સુદી દશમનો હતો જેથી આ દીવસ ગંગાદશમી કહેવાયો.

### ભજન

જગતારનકું આઇ શ્રી ગંગા જગતારનકું આઇ....ટેક
ભાગીરથી તપસ્યા અતિકીની,
શંકર શીશ ચઢાઇ....શ્રી ગંગા
પાપી દુષ્ટ અજામીલ ગુણકા,
પતિત પરમગત પાઇ....શ્રી ગંગા
પરમ પુનીત સુખદ સુર સરીતા,
વ્યાસ આપ મુખ ગાઇ....શ્રી ગંગા
નામ લેત મુખ ધ્યાન ધરતકે,
ઉધરે ઓધ સુનાઇ....શ્રી ગંગા
વીપ્રગદાધર કરત વિનતી,
કહા કહું તોરી બડાઇ....શ્રી ગંગા

## જેઠ સુદી ૧૧

## નિર્જળા એકાદશી

આ એકાદશીનું નામ નિર્જળા એકાદશી છે તેને ભીમ એકાદશી પણ કહે છે. વરસની બધી એકાદશી ન થઈ શકવાથી આ એકાદશીનું વ્રત ફકત આચમની જેટલા જળ ઉપર ભીમસેને કર્યું હતું જે ઉપરથી આ એકાદશીનું નામ ભીમઅગીયારસ

છે. તે માટે એવી કથા છે કે, ભીમસેને એક દીવસ વ્યાસ ભગવાનને કહ્યું કે હે પિતામહ! યુધિષ્ઠીર, કુંતાજી દ્રૌપદી, અર્જુન, નકુળ, અને સહદેવ એઓ સર્વદા એકાદશીના દીવસે ભોજન કરતા નથી અને મને પણ તેમ કરવાને કહે છે પણ મારા પેટમાં વૃક નામનો અગ્ની હોવાથી મારાથી ક્ષુધા સહન થતી નથી માટે ઉપવાસ વગર એકાદશીના વ્રતનું ફળ મળે એવો ઉપાય કહો. વ્યાસ ભગવાને કહ્યું કે કલિયુગમાં સ્વલ્પ પ્રયાસથી ઉત્તમ કલ્યાણના લાભ માટે એકાદશીનું વ્રત કરવું. એકાદશીનું વ્રત કરનારની ગતિ નરકમાં થતી નથી. સાક્ષાત શ્રીકૃષ્ણનું વચન છે કે કલિયુગમાં વિષ્ણુનું પુજન અને એકાદશીનું વ્રત એ સર્વ કર્મોનું તથા સત્ક્રીયાઓનું ફળ આપનાર છે. એકાદશીને દીવસે અનાજનું ભોજન કરનાર દુર્ગતીને પામે છે. બધી એકાદશી તારાથી ન થાય તો જેઠ માસના શુકલ પક્ષમાં જે એકાદશી આવે છે તે વ્રત તો તારે કરવું. તે દીવસથી બારસના સુર્યોદય સુધી જલ પણ પીવું નહિ તેથી તને સર્વ એકાદશીનું ફળ મળશે. ભીમસેને આ એકાદશીનું વ્રત તે પ્રમાણે કરવાથી આ એકાદશીનું નામ ભીમઅગીઆરસ પડયું. સુર્યચંદ્રના ગ્રહણમાં કુરૂક્ષેત્રની તથા કાશીની યાત્રાથી જે ફળ થાય છે તેથી અધીક ફલ આ નીર્જળા એકાદશીના વ્રતથી થાય છે.

**ભજન**

ઓચ્છવની પ્યારી કેશવની,
આજ એકાદશી ઓચ્છવની
કોટીક ગૌકેરાદાન કરે પણ,
નાવે તોલે એના લવની....આજ

મંગળરૂપ સદા સુખકારી,
વ્હાલી નીધીજન વૈષ્ણવની....આજ
વચન પ્રમાણે કરે વ્રત જેનું,
ત્રાસ મટે રે મૃત્યુ ભવની....આજ
બ્રહ્માનંદ કહે વ્રત કરવું,
એમ આજ્ઞા સ્વામી ઉદ્ધવની....આજ

આજની એકાદશીએ કાલબાદેવી પરના ભગવાન શ્રી નરનારાયણના મંદીરમાં પાટોત્સવ કે જ્યાં આજ વરસોથી નારાયણના નામ ગાજી રહ્યા છે એ પ્રતાપ સદગુરૂ શ્રી જાદવજી મહારાજના છે.

ભજન

જય જય શ્રી નરનારાયણ પ્રભુ વંદુ વારંવારા
હિમગીરી ઉંચે શૃંગે વસો હરિ,
શુભ કરવું સૌનું વ્રત એ ધરી
બદ્રીકાશ્રમના રૂષીવર કલ્યાણ
પરમ કરનારા રે....પ્રભુ વંદુ
ધામ સુરમ્ય શીતળ મન હારી,
પુણ્ય પવિત્ર મહા મંગળકારી
પતિતોને પણ પાવન દર્શથકીજ
કરી દેનારા રે....પ્રભુ વંદુ
સેવે સીદ્ધ સાધુમુની વૃંદો,
જોગેશ્વર તપધારી સુરેન્દ્રો

બ્રહ્મવાદી જ્ઞાની ધ્યાની સૌ ઇચ્છે
શરણુ તમારા રે....પ્રભુ વંદુ
તાપ ત્રીવીધ વીદારણુ સ્વામી,
ભવભય ભંજન અંતર્યામિ
શરણાગત નીજજનના સંકટ
સદય તમે હરનારા રે.... પ્રભુ વંદુ
શાંતી આનંદ સત્ય સ્વરૂપે,
વ્યાપી રહ્યા સચરાચર લોકે
જ્ઞાન ભક્તિ શક્તિ શ્રીકાંતી
ભક્ત હૃદયે ભરનારા રે....પ્રભુ વંદુ
રૂપ ગુણ અલૌકિક અતિ દીવ્ય,
શ્રુતી ભગવતિ વદે શાસ્ત્ર સદૈવ
નેતી નેતી કહી વીરમ્યા અપરમપાર
છો સર્જન હારા રે....પ્રભુ વંદુ
ત્યાંજ અચળ નીતી વીજય વૈભવ છે
શુભ છે લાભ સૌ મંગળમય છે
જ્યાં અમીદ્રષ્ટી કરી આપ
વરસાવો કરૂણા ધારા રે....પ્રભુ વંદુ
હિતકર સખા પિતાને માતા,
વિઘ્ન હરણ ત્રાતા સુખ દાતા
જાદવ જીવન જીવમાત્રના
સાચા પ્રાણ આધારા રે....પ્રભુ વંદુ

## જેઠ સુદી ૧૫

### 'જલયાત્રા' અને વટસાવિત્રી વ્રત

આ પર્વ મોટું ગણાય છે. કારણ કે આજે જલજાત્રાનો ઉત્સવ મંદીરોમાં અને હવેલીઓમાં ઉજવાય છે તથા સ્ત્રીઓ વટસાવિત્રીનું વ્રત કરી પુજન ધામધુમથી કરે છે. સતી સાવીત્રીએ પોતાના સત્ય વ્રતના પ્રભાવથી પોતાના પતિ સત્યવાનને યમપાસમાંથી મુકત કરાવ્યો હતો. આજે સ્ત્રીઓ વટસાવિત્રીનું વ્રત કરી પોતાના પતિના દીર્ઘાયુષ્યની પ્રાર્થના કરે છે. એજ વ્રતનો મહિમા અને પ્રભાવ છે.

શ્રી રણછોડરાયકી જય

નાથ તમે તુલસીના પત્રે તોલાણા,
એવા ગુણ તો ગોવીંદના ગવાણા—નાથ

બોડાણે બહુ નામીને સેવ્યા તો પ્રેમ બંધનમાં બંધાણા
કૃપા કરીને પ્રભુજી પધાર્યા, તે ડાકોરમાં દર્શાણા—નાથ

હેમ બરોબર મુલ કર્યું તો વાલ સવામાં તોલાણા
ગુગળી પાછા ઘેર વાળ્યાને, સંતને વચને વેચાણા—નાથ

મધ્ય ગુજરાતમાં રચી દ્વારીકા વેદપુરાણે વંચાણા
હરિ ગુરૂ વચને ગાય છે લાખો જગતમાં એવા જણાણા
—નાથ

## જેઠ વદી ૧૧
## યોગિની એકાદશી

આજની એકાદશીનું નામ યોગીની એકાદશી છે એટલે આ એકાદશીનું વ્રત કરવાથી વિયોગ મટાડે છે સંબંધીઓના સંયોગનું સુખ મેળવી આપે છે. મહારોગો અને અદૃષ્ટ અંતરાયો દુર કરી અચાનક લાભની પ્રાપ્તી કરી આપે છે. તેથી તેનું નામ યોગીની એકાદશી છે તે સંબંધમાં ધર્મરાજાએ એક દીવસ ભગવાન શ્રી કૃષ્ણચંદ્રને પુછ્યું કે જેઠ વદી એકાદશીનું મહાત્મ્ય કહેવા કૃપા કરો. જે ઉપરથી ભગવાને કહ્યું કે હે ધર્મરાજા ! અલકાપુરીના અધીપતી કુબેરને શીવપુજન નીયમીત કરવાની ટેવ હતી અને પુજાનો કાળ પણ નીયત જ હતો. જે વખતે ધુપદીપ પુષ્પ આદી તૈયાર હોવા જ જોઇએ. તે પુષ્પ લાવવાનું કામ હેમમાળી નામના એક યક્ષનું હતું. તે દરરોજ માનસ સરોવરમાંના સુંદર પુષ્પ પુજા વખતે પહોંચાડતો એક વખત તે યક્ષ હેમમાળી પોતાની સ્ત્રી સાથે મનોરંજનમાં બેઠો હતો સમય ઘણો વ્યતીત થયો અને ફુલ પહોંચાડવાનું ભુલી ગયો. કુબેરને પુજાનો સમય થયો પુષ્પ પહોંચ્યા નહિ તપાસ કરવા મોકલ્યો તો સમાચાર મળ્યા કે હેમમાળી પોતાની સ્ત્રી સાથે આનંદ વીનોદમાં બેઠો છે. કુબેરે તેને શ્રાપ આપ્યો કે મારી પુજામાં ભંગ નાખનાર તને તારી સ્ત્રીનો વિયોગ થાઓ અને કોઢ નીકળી મ્હારા સ્થાનમાંથી ભ્રષ્ટ થા. આમ કહેતાં તે સ્થાનમાંથી પડયો અને આખે શરીરે કોઢ નીકળ્યો આમતેમ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તે માર્કંડેય મુની કે જેમનું આયુષ્ય બ્રહ્માના સાત દીવસ સુધીનું છે તેના આશ્રમમાં

આવ્યો. મુનીને જોતા ચરણમાં પડયો અને પોતાની આપવિતી સંભળાવી તેમાંથી ઉદ્ધાર કરવા કરગરવા લાગ્યો. તેની દીનતાભરી વાણી સાંભળી મુનીએ તેને યોગીની એકાદશીનું વ્રત કરવા કહ્યું જે મુજબ વ્રત કરવાથી તેનો કોઢ મટી ગયો અને દીવ્યદેહ થતા પોતાની સ્રીનો યોગ થયો. અઠયાસી હજાર બ્રાહ્મણોને જમાડવાથી જે પુણ્ય થાય છે તેટલું પુણ્ય આજની એકાદશીનું વ્રત કરવાથી થાય છે.

**ભજન**

એકાદશી ઉત્સવનો છે દહાડો રે
ખુબ રચીએ તે રંગ અખાડો
કરીએ વ્રત અતિ ઉછરંગે રે,
પહેરો વસ્ત્ર આભુષણ અંગે રે;
રમીએ શ્યામસુંદર વરસંગે—એકાદશી
સખી શ્યામ ચરણચીત લઇએ રે,
વીષરૂપ વીષય વીસરાઇએ રે
ગીરીધર નટનાગર ગાઇએ—એકાદશી
એનો મહિમાં કહ્યામાં ન આવે રે,
મોટા મોટા મુનીવર ગાવે રે
બ્રહ્માનંદ કહે હરિને મીલાવે—એકાદશી

આજની એકાદશી શ્રી સદ્દગુરૂ જાદવજી મહારાજની પુણ્યતીથી. આજ સુડતાલીસ વરસોથી મુંબઇ શહેરનો કાલબાદેવી જેવો ભવ્ય લત્તો જેની કૃપા પ્રતાપથી નારાયણના નામથી ગાજી

રહ્યો છે અને સતસંગ ભાઇઓનો તેમજ બ્હેનોનો થઈ રહ્યો છે. સર્વને સાથે લઇને પ્રભુનામ ઉચ્ચારવું ધુન મચાવવી એ પ્રથા ગુરૂ જાદવે સ્થાપીત કરી. એવા પ્રગટ સંતની આજે પુણ્યતીથી છે. પ્રભુભજનમાં જીવન વ્યતીત કરતાં ૧૯૮૮ ની સાલ આવી. પોતાની જીવન લીલા સંકેલવાની આગાહી સંતે આગળથી કરેલી. જેઠ સુદી એકાદશીને દીવસે સતસંગમાં બેઠેલા ભકતોને કહ્યું કે હવે આપણો આ છેલ્લો મેળાપ છે આ સાંભળી સર્વ ભકત સમાજ આશ્ચર્યચકિત થઇ ગયો અને બન્યું પણ એમ જ એ એકાદશી પછી પંદર દીવસે એટલે કે જેઠ વદી એકાદશી યોગીની એકાદશીને દીને એંશી વરસની વયે શ્રી જાદવે પોતાના સ્થુળ શરીરનો ત્યાગ કર્યો.

**ભજન**

આજે આજે આ જુગજુગની ઓળખાણ
જાદવ જગમાં જીવ્યો
ગાજે ગાજે એ અંતરને ઉંડાણ
જાદવ જગમાં જીવ્યો—આજે
જન્મી જેણે જીવન સુધાર્યું (૨)
જ્ઞાન દીપકનું તેજ વધાર્યું (૨)
લીધી લીધી જેણે મનુષ્ય જનમની લ્હાણ
જાદવ જગમાં જીવ્યો—આજે
સતસંગતના સ્વાંગ સજીને (૨)
અંતરનાં અભીમાન તજીને (૨)

શોધ્યા શોધ્યા જેને આતમના રહેઠાણ
જાદવ જગમાં જીવ્યો—આજે
ધર્મ ભક્તિના નાવ હંકાયા (૨)
અંધ અપંગને પાર ઉતાર્યા (૨)
સાચો સાચો એ પરમારથનો પ્રાણ
જાદવ જગમાં જીવ્યો—આજે
તનમન હરિને ચરણે ધરાવ્યા (૨)
કમર કસીને ભજન કરાવ્યા (૨)
મળવા મળવા એવા દુર્લભ સંત સુજાણ
જાદવ જગમાં જીવ્યો—આજે
અગણિત વંદન એ ગુરૂવરને (૨)
કરીએ શુદ્ધ કરી અંતરને (૨)
બોલો બોલો ગોવીંદ જાદવ નીર્વાણ
જાદવ જગમાં જીવ્યો—આજે

## આષાડ માસ

### આષાડ સુદી ૨ રથયાત્રા ઉત્સવ.

આજની બીજને દીવસ આચાર્ય શ્રી વલ્લભાચાર્યજી ગુરૂને ઘેર વિદ્યાભ્યાસ માટે ગયા હતા. કંસે શ્રીકૃષ્ણને મારવા ઘણા ઘણા ઉપાયો કર્યા પણ છેવટ નીરાશ થઇ એક દીવસ પોતાની રાજસભામાં બેઠો હતો એવામાં દેવર્ષી નારદનું આગમન થયું. કંસને વિચારગ્રસ્ત બેઠેલો જોઇ કારણ પૂછતાં કંસે કહ્યું કે કૃષ્ણને હવે કેવી રીતે સપડાવવો એના વિચારમાં

છું. દેવર્ષી નારદે કહ્યું કે એમાં શું એક મોટા અખાડાની અને મલકુસ્તીની યોજના કર અને તેમાં કૃષ્ણુ અને બળદેવને અખાડાની રચના જોવા તેડાવ કંસને વાત યોગ્ય લાગી અને અક્રુરજીને રથ લઈ ગોકુળ મોકલ્યા. અક્રુરજી ભગવાનના પરમ ભક્ત હતા. મથુરાથી ગોકુળ આવતાં માર્ગમાં ગોકુળ નજીક જતા રસ્તામાં અનેક ઠેકાણે રથ ઉભો રાખી નીચે ઉતરી ધુળમાં આળોટવા મંડી પડતા અને એ ભાવના રાખતા કે મારા પ્રભુ શ્રીકૃષ્ણુ અહીં પોતાના ચરણુ ધરી ગયા છે. એ પ્રમાણે ભાવના રાખી આગળ ગતી કરતાં સંધ્યાએ ગોકુળ પહોંચ્યા. તેજ સંધ્યાએ ગોપીઓએ મથુરાની દીશામાંથી ધુળના ગોટેગોટા અને પવનવેગી વાહનને ગોકુળમાં આવતા દીઠું હતું તેજ અક્રુરજીનો રથ હતો. નંદરાજાની ડેલી પાસે રથ ઉભો રાખી અક્રુરજી અંદર ગયા. નંદરાજાએ સારી રીતે સ્વાગત કર્યું અને આવવાનું કારણુ પૂછતાં કંસનો સંદેશો કહ્યો. સારાએ ગોકુળ-વાસીઓનો આનંદ ઉડી ગયો કે ભગવાન આપણે છોડીને ચાલ્યા જવાના તેજ રાતે સારાયે ગોકુળમાં વાત પ્રસરી ગઈ કે કંસનો રથ કૃષ્ણુ બળદેવને મથુરા લઇ જવા આવ્યો છે.

### ભજન

બેની વ્રજમાં વાતો એવી થાય છે રે (૨)
મારા વ્હાલો મથુરામાં જાય છે રે—બેની
સર્વે વ્રજની સુંદરી ભેળી થઇ રે (૨)
રથ રોકીને આડી ઉભી રહી રે—બેની
રથ જોડીને અક્રુર આવીયા રે (૨)
તમે શા શા સમાચાર લાવીયા રે—બેની

અમે મહેતા નરસૈયાના સાથમાં રે (૨)
અમે છઈએ હરિ તમારા હાથમાં રે—બેની

ગોપી ગોપી વચ્ચે આજ વાતો કે હવે શું કરશું સર્વે ગોપીઓએ ભેગી મળી એ નક્કી કર્યું કે કોઇપણ ઉપાયે ભગવાનને જવાદેવા તો નહિ.

### ભજન

મથુરામાં હરિને જાવા નહિ દઉં રે (૨)
અબળાનું મોહનજી માનો કહ્યું રે—મથુરામાં
જે કહેશો તે સ્થીર કરી સ્થાપશું રે (૨)
કુબજાથી અધીક સુખ આપશું રે—મથુરામાં
એમ કહેતા હમારા કહ્યા નહિ કરો રે (૨)
અમને મારીને પછી ડગલા ભરો રે—મથુરામાં
સર્વે સુંદરીને સાથે તેડશું રે (૨)
કહે ગેમળજી પછી રથ ખેડશું રે—મથુરામાં

ભગવાન જ્યારે શ્રીકૃષ્ણ અને બળદેવ માતા પીતાની રજા લઈ રથમાં બેઠા ત્યારે ગોપીઓએ ફરી એકવાર પોકાર કર્યો કે—

### ભજન

હાંરે રથ ફેરો ગોકુળ રથવાલા (૨)
તમે નંદ જશોદાના લાલા રે—રથ
ગંગા રે તલપે જમુના રે તલપે (૨)
તલપે છે નદીઓ નાળા રે—રથ

ગાયો રે તલપે વાછરૂ તલપે (૨)
તલપે છે ગોપ બીચારા રે—રથ
ચંદ્રમાં તલપે સુરજ તલપે (૨)
તલપે છે નવલખ તારા રે—રથ
વલ્લભ વિના ગોપીઓ તલપે (૨)
તલપે છે પ્રાણ હમારા રે—રથ

ગોપીઓએ ઘણું ઘણું કર્યું પણ એ રથ રોકાયો નહિ. પ્યારા! શું ભગવાન એવા નીષ્ઠુર હ્રુદયના હતા, કે પોતાના જનોની આટલી આટલી વીનંતીઓ ધ્યાનમાં ન લીધી. કે જે ગોપીઓએ એક બંસીનાદ પાછળ પોતાના ઘરબાર, દેહભાન, ભરથાર અને બાળકોને મુકયા હતા તે ગોપીઓ ઉપર શું ભગવાનને દયા ન આવી! પ્યારા! પ્રભુ તો દયાળુ છે. પણ આજે જે રથ ભગવાનને મથુરા લઈ જઈ રહ્યો હતો એના ધ્યેય જુદા હતા આજે પોતાની પ્રતીજ્ઞા પાળવાની હતી કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થાય છે અધર્મનું જોર વધે છે ત્યારે ત્યારે ધર્મની રક્ષા કરવા મતપરાયણ પુરૂષોનું રક્ષણ કરવા દુષ્ટોને દંડ દેવા અને પાપીઓને શીક્ષા કરવા હે અર્જુન યુગે યુગે અવતાર ધારણ કરૂં છું. માટે એ રથ આજે રોકાયો નહિ. કારણ કે એ કંસનો નાશ કરવા જઇ રહ્યો હતો ગોપીઓએ જોયું કે રથ રોકાય એમ નથી ત્યારે છેલ્લી પ્રાર્થના કરી કે,

**ભજન**

ગોકુલ વહેલા પધારજો રે (૨)
મથુરા જાઓ તો મારા સમ હો લાલ—ગોકુલ

રથ જોડીને અક્રુર આવીઆ રે (૨)
એ તો મને દુઃખડાના દેનાર હો લાલ—ગોકુલ
આ જાય આ જાય રથ મારા નાથનો રે (૨)
માંહી બેઠા હળધર વીર હો લાલ—ગોકુલ
આગળ રાધાજી ઉભા રહ્યા રે (૨)
મારા રૂદીયા પર રથ ખેડો હો લાલ—ગોકુલ
મહેતા નરસીંહનો સ્વામી શામળો રે (૨)
વ્હાલે મારે રમાડયા છે રાસ હો લાલ—ગોકુલ

આષાડ સુદી ૧૧

## ચાતુર્માસ પ્રારંભ અને દેવશયની એકાદશી.

આષાડ સુદી ૧૧ થી કાર્તીક સુદી ૧૫ સુધીનો કાળ ચાતુર્માસ લેખાય છે. જેમાં વ્રત, જપ, તપ, સ્નાન, દાન, હોમ યજ્ઞ, તર્પણ દેવપૂજન વીગેરે કરવાથી ઘણું પુન્ય મળે છે. આવા કર્મોથી સંસ્કારો સારા પડે છે અને સારા સંસ્કારોથી બુદ્ધિ તેજસ્વી થાય છે. પ્રભુ જેના ઉપર પ્રસન્ન થાય છે તેને બુદ્ધીયોગ આપે છે જેથી તે આ સંસાર સાગર તરી જાય છે. નીર્મળ બુદ્ધીથીજ આત્માનો સાક્ષાત્કાર થાય છે. અને તે નીર્મળબુદ્ધી પ્રાપ્ત કરવા માટેજ ચાતુર્માસ દરમ્યાન ભગવાનનું ભજન પૂજન વ્રત તપાદિ કરવા તે પોતાના કલ્યાણને માટેજ છે; હિંદુ સંત, સાધુઓ અને સન્યાસીઓ આ ચાતુર્માસમાં સ્થાનાંતર કરતા નથી પણ એકજ જગ્યાએ સ્થીતી કરી આસપાસના જીજ્ઞાસુઓને અધ્યાત્મીક જ્ઞાનનો લાભ આપે છે.

આજથી શ્રી વીષ્ણુ ભગવાન જળમાં શયન કરતા હોવાથી શયનોત્સવ ઉજવાય છે. અને બલીરાજાને ત્યાં ચાતુર્માસ દરમ્યાન દ્વારપાળનું કામ કરવા જાય છે: ભરતખંડમાં જન્મેલા દરેક હીંદુનુ અંતિમ ધ્યેય જો હોય તો તે જન્મમરણુના ફેરામાંથી એટલે પુનર્જન્મથી મુક્ત થવું અર્થાત પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપમાં મલી જવું. કૈવલ્ય દશાને પ્રાપ્ત થવું. જીવાત્માને પરમાત્માનો સાક્ષાત્કાર કરવો તે છે. માટે દરેક વ્રત સકામવૃત્તિથી ન કરતા ઇશ્વરને અર્પણ કરી તેનો પ્રેમ સંપાદન કરવો. તેમજ ઘણા પંથકે મત માનવાથી અને ઘણી જાતના વ્રતો અને નીયમમાં પડવાથી કલ્પનાના વમળમાં પડી જવાય છે. તે સાથે એ પણ સમજવું જરૂરનું છે કે નીયમ વીનાનું રહેવું પણ નહિ. સંત તુકારામ મહારાજે કહ્યું છે કે " અતી નીયમ ધરૂં નયે, નીયમાવાચુન રાહુ નયે, "આ એકાદશી મહા એકાદશીના નામથી ઓળખાય છે. યુધીષ્ઠીર પ્રતી શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે એકાદશી વીના કલીયુગમાં અન્યવ્રત ઉત્તમ નથી. પાપોનો નાશ કરનારૂં અને પૂણ્ય તથા કામના પુરનારૂં વ્રત એકાદશીનુંજ છે. તેમાંએ આ એકાદશીનું વ્રત કરવાથી ભગવાન વિષ્ણુની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકાય છે. તે માટે આજની એકાદશીની એકથા છે કે સુર્યવંશમાં માંધાતા નામના પ્રતાપી અને પૂણ્યશાલી રાજા થઇ ગયા. જેના રાજ્યમાં સર્વ પ્રજા સુખી હતી. એક વખત એવું બન્યું કે એક સામટા ત્રણ વર્ષ સુધી દુષ્કાળ પડયો વરસાદ વરસ્યોજ નહિ. પ્રજાનો પોકાર સાંભળી રાજા વિચારમાં પડયો કે શું કરવું? અન્ન અને જળ વિના લોકો દુ:ખી થાય છે તથા પ્રજા અને પશુ પીડાય છે

માટે આનું કાંઇ અદ્રષ્ટ કારણુ હોવું જોઇએ. આમ વીચાર કરી અરણ્યમાં જ્યાં મોટા મુનીઓ અને રૂષીઓ તપ કરતા હતા ત્યાં ગયો ફરતાં ફરતાં અંગીરસ નામના મહાજ્ઞાની અને અદ્રષ્ટને જાણુનાર રૂષીને દીઠા તેની પાસે જઈ પ્રણુામ કરી વીનયપૂર્વક બેઠો અને પોતાનું દુઃખ નીવેદન કર્યું. રૂષી બે ઘડી ધ્યાન ધરી બોલ્યા કે હે રાજન આ કૃત યુગનો કાળ ચાલે છે. તેમાં દરેક વર્ણું પોતપોતાનું નીયત કર્મજ કરવું જોઇએ. બ્રાહ્મણુ સીવાય તપ કરવાનો અધિકાર અન્યને નથી છતાં તારી રાજધાનીમાં એક શુદ્ર તપ આરંભી બેઠો છે અને તે કારણુથીજ મેઘની વૃષ્ટિ થતી નથી. જો તેને શીક્ષા કરવામાં આવે તો તુરતજ વૃષ્ટિ થાય. રાજાએ કહ્યું કૃપાસીંધુ આપનું વચન સત્ય છે પરંતુ નીરઅપરાધીને મારાથી શીક્ષા કેવી રીતે થાય? કોઇ અન્ય ઉપાય બતાવો. ત્યારે રૂષીએ કહ્યું કે હે રાજા આષાડી એકાદશીનું વ્રત રાજકુળ અને પ્રજા સહિત થાય તો આ ઉપદ્રવ નાશ પામે રાજાએ તથા પ્રજાએ એ પ્રમાણે આજની એકાદશીનું વ્રત કર્યું કે જેના પ્રભાવે મેઘની વૃષ્ટિ થઈ અને સર્વ પ્રજા સુખી થઈ. સંસારનું ગાડું ખેંચતા અત્યંત થાકેલા સંસારી માણુસને ભક્તિરસનું ઔષધ આપીને કે ધર્માનુકુલ આચરણુનો નીર્દેશ કરીને 'ભવરોગ સારો કરવાને જે સાધુ સંતો મહાત્માઓ ઉપદેશ કરી ગયા છે અને કરી રહ્યા છે તેવા સમર્થ સંતોને પગલે જ્યાંસુધી તેમની આજ્ઞા શીરસાવંદ્ય ગણી હીન્દુભાઇઓ સન્માર્ગે ચાલશે ત્યાંસુધી ભવિષ્યમાં પણુ ચડતી રહેશેજ માટે નીરાશ થવાનું કારણુ નથી. સંતતુકારામે એજ કહ્યું છે કે સંતોનો અવતાર નવીન

ધર્મ સ્થાપવા માટે નથી પણ મૃતધર્મનું પુનર્જીવન કરવા માટેજ હોય છે.

**ભજન**

એકાદશી ઉત્સવનો દીન રૂડો રે,
કોડે નીરખીએ છેલ કાનુડો....એકાદશી
રસીયા સંગ રંગભર રમીએ રે,
દેહ પ્રાણ ઈંદ્રીયમન દમીએ રે
ત્યારે ગીરધરને મન ગમીએ....એકાદશી
નીત્ય પ્રેમ સુધારસ પીજે રે,
કરી વ્રત નવરાત્રીએ બીજે રે
રસીયો નટનાગર રીજે....એકાદશી
જેણે વચન થકી વ્રત કીધું રે,
તેનું સઘળું તે કારજ સીધ્યું રે
બ્રહ્માનંદ કહે જન્મફળ લીધું....એકાદશી

**ભજન**

મારો નેમ ધરમ સૌ કૃષ્ણ ભજન
નીત્ય હરીના દર્શન કરવા, એજ હમારૂં દેવપુજન
વૃંદ્રાવન હરિલીલા જોવી, થયું હમારૂં યાગયજન
જેના રૂદેમાં હરિ વસે ત્યાં, માયા બીચારીનું શું રે વજન
ગણેશ કહે વૃજમાં જઇ રમીયા, દેવમુની વળી સાધુ સુજન

## ભજન

પ્રભુને ભજવાનો નીયમ કરો
એક દીન ખાલી નવ ખોવો,
એવી દ્દઢતા દીલે ધરો....પ્રભુને
હરતાં ફરતાં હરેક કામે,
મુખે ભજો મનથી સમરો....પ્રભુને
તન ધનને જેમ નીત્ય સંભારો,
તેમ પ્રભુપલ ના વિસરો....પ્રભુને
ધડીધડી પણ ભજો હંમેશા,
અંતે બેલી એજ ખરો....પ્રભુને
અનંત પતિને રટતાં રટતાં,
ભવસાગર જળ સ્હેજે તરો....પ્રભુને

આજની એકાદશીએ શ્રી ક્ષેત્ર પંઢરપુરમાં મોટી યાત્રા થાય છે અને મેળો ભરાય છે.

## ધુન

વિઠ્ઠલ વિઠ્ઠલ ગાવે ને ધુન મચાવે
વિઠ્ઠલ વિનાનું બીજું નજરે ન આવે....વિઠ્ઠલ
પિતા પાંડુરંગ અને માતા મારી રૂક્ષ્મણી (૨)
જ્ઞાનદેવ તુકારામ સંતોના મુગટમણી (૨)
એજ ભજે ભાવે ને સૌને ભજાવે....વિઠ્ઠલ

### ભજન

શ્રી હરિ ॐ પુંડરિક વરદે હરિ વિઠ્ઠલ—ટેક
પંઢરપુર નીવાસી રૂક્ષ્મણી વર (૨)
બાળક કરધર નટવર....શ્રી હરિ
સૃજે સૃજે બની માત પોષે પોષે બની તાત (૨)
ભક્તોના ઉદ્ધાર માટે તારો અવતાર....શ્રીહરિ
ફળો ઇચ્છા તમારી તે અમારાથી પ્રયત્નો બને
ધર્યું બ્હાનું તમારૂં તો નીભાવો નાથ નવનીતને
....શ્રીહરિ

## આષાડ સુદી ૧૫
## શ્રી ગુરૂ પૂર્ણીમા.

આજની પૂર્ણીમા ગુરૂપૂર્ણીમા તરીકે ગણાય છે. આજનો દીવસ ગુરૂપુજા તથા વ્યાસ પુજાના ઉત્સવનો દીવસ છે. ઘણા ધાર્મીક અને વિદ્યારસીક ગામોમાં વિદ્યાભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ પોતાના આચાર્યની અને શ્રોતાજનો પોતાના વ્યાખ્યાતા ગુરૂની પુજા કરે છે શીષ્યો શ્રી સદગુરૂનું અથવા તેમની પ્રતીમાનું પુજન કરે છે અને મોટો ઉત્સવ કરે છે. આવા પુરાણકાળના ઉત્સવો જે જુજ જગ્યાએ જોવાનો લાભ મળે છે. વડોદરામાં શ્રેય: સાધક અધિકારી વર્ગ, બીલખાના આનંદાશ્રમમાં મુમુક્ષુ મંડળ, સ્વ. સંત માધવદાસજીનું શીષ્ય મંડળ મુંબાઇમાં શ્રીકૃષ્ણ ભજનાશ્રમમાં સંતશ્રી કણુભાઇની આરસ પ્રતિમાનું તથા અન્ય વિદ્વાન વ્યાખ્યાનકાર શાસ્ત્રી મહારાજની આગળજ જોવાનો લાભ મળે છે.

**ભજન**

ચાલો ચાલો હો સાધક પ્રેમે ગુરૂ પુજનને કાજ–૨
મ્હાલો મ્હાલો હો સાધક પ્રેમે ગુરૂ મહિમામાં આજ
....ચાલો

સુરજ વિના જગ અંધારૂં દુર કદી નવ થાય–૨
તેમ ગુરૂવીન અજ્ઞ જનોને (૨) જ્ઞાન કદિ નવ થાય
....ચાલો

મહાસાગરમાં ડુબતા જનને નાવિક તારણહાર–૨
તેવી રીતે ભવસાગરમાં (૨) શ્રી ગુરૂ તારણહાર
....ચાલો

ગુરૂ પુજનને પ્રભુ ભજનમાં ફેર કશો ન જણાય–૨
ગુરૂને ગોવીંદ કરીને જાણો (૨) નવનીત ગુરૂ ગુણ ગાય
....ચાલો

**ભજન**

ગુરૂવર કેરા ચરણાર્વીંદે પ્રથમ શીષ નમાવું રે,
બ્રહ્મરૂપ ભવતારક પ્રભુના
શરણ ચરણ ચીત ચ્હાવું રે....ગુરૂ

સત્ય અસત્યનો ભેદ ભણાવી,
સત્ય સ્વરૂપ સમજાવ્યું રે–૨
જડતાથી મમવૃત્તી છોડાવી–૨
નીજ આત્મ સ્વરૂપ ઓળખાવ્યું રે....ગુરૂ

સતચીત આનંદ સુખમય પદને,
અંતરમાં ઓળખાવ્યું રે–૨
વચનામૃત સુણતા મોઘેરા–૨
આનંદસાગર ઉલટયો રે....ગુરૂ
ગુરૂવરકેરા સુખમય સ્વરૂપે,
અહોનીશ ભાન ભુલાવ્યું રે–૨
અંતરબાહ્ય પૂર્ણ બ્રહ્મરૂપે–૨
ચીત્ત નીત્ય સમાવ્યું રે....ગુરૂ
પ્રેમ આનંદ અહોનીશ ૐ ગુરૂ
ૐ ગુરૂ ૐ ચીત લાવું રે–૨
ધન્ય ધન્ય મુજ જીવન આજે–૨
ગુરૂવરના ગુણ ગાવું રે....ગુરૂ

શ્રી રણછોડરાયકી જય

**ભજન**

ચાલો નીરખીએ રણછોડરાય, ઠાકોર ડાકોરના–૨
એ તો વેદપુરાણે વંચાય ઠાકોર ડાકોરના....ચાલો
નટવરનાગર સુખના સાગર,
સમોવડ કોઇના કહેવાય....ઠાકોર
ત્રીભુવન નાયક સેવવા લાયક,
બ્રહ્મા શંકર ધાય....ઠાકોર

જાતા શરણે વ્હાલો રાખે છે ચરણે,
બીજા સાધન નવ ચ્હાય....ઠાકોર

દેવોને દુર્લભ સુખ કરે સુલભ,
ચરણ કમળ ચીત ચ્હાય....ઠાકોર

દયા પ્રીતમના કૃપાસીંધુ તજીને,
બીજે ભજે છે બલાય....ઠાકોર

## આષાડ વદિ ૧૧

## કામિકા એકાદશી.

આ એકાદશીનું નામ કામિકા એકાદશી છે. આ એકાદશીનું વ્રત બ્રહ્માએ નારદને કહ્યું હતું કે આ એકાદશીને દીવસે ભગવાન વિષ્ણુ કે જેના નામ શ્રીધર, હરિ, મધુસુદન, માધવ આદી છે તે નામો લઇ સ્મરણ, ધ્યાન, પુજન કરે તેને ગંગાની કાશીની, નૈમિષારણ્યની અને પુષ્કરની જાત્રાથી જે ફળ મળે, વળી જે મનુષ્ય કેદારનાથની, કુરૂક્ષેત્રની અને સિંહસ્થ ગુરૂમાં ગોદાવરીની યાત્રા કરે અથવા સુર્યગ્રહણમાં દાન કરે અને જે પુણ્ય થાય તે પુણ્ય આ કામિકા એકાદશીનું વ્રત કરનારને થાય છે આ એકાદશી કરવાથી સર્વ કામનાઓ પુર્ણ થાય છે તેથી તેનું નામ કામિકા એકાદશી પડયું છે.

### ભજન

એકાદશી પ્રગટ પ્રભુજીને પ્યારી રે,
સરવે હરિજનને સુખકારી....એકાદશી

રહેશે વ્રત જે વચન પ્રમાણે રે,
એમાં અસત્ય ભાવ નવઆણે રે
તે તો મોક્ષ મહાપદ માણે....એકાદશી
વ્રત સબજગ મંગળકરણી રે,
દુઃખ શોક સંતાપની હરણી રે
સાચી મોક્ષતણી નીસરણી....એકાદશી
બ્રહ્માનંદ કહે ટળે ભવભીતી રે,
રહે વ્રત સનાતન રીતી રે,
થાય પૂરણ હરિપ્રદ પ્રીતી....એકાદશી

## શ્રાવણ માસ

શ્રાવણ માસ હીંદુ ધર્મનો મંગળમય આનંદમય અને ઓચ્છવનો માસ દરેક મંદીરોમાં દેવળોમાં ધામધુમ આ માસમાં જોવામાં આવે છે. એકતો શ્રાવણમાસ ચાતુર્માસમાં આવેલ છે. ઘણા પર્વો ઘણા ઉત્સવો અને ઘણા વ્રતો આ માસમાં આવેલા છે. ભગવાન શ્રીકૃષ્ણ ચંદ્રનું પ્રાગટ્ય પણ આ માસમાં નાળીયેરી પુનેમ, નવા ઉપનયનો, રક્ષાબંધન મહોત્સવો પણ આ માસમા અને ખાસ કરી સારોએ શ્રાવણ માસ શીવપુજનનો માસ ગણાય છે.

### ભજન

આયો શ્રાવણ માસ સુહાવન
સબ કોઇ શીવ પુજે મન લાય

શીવ પુજો મન લાય સબ કોઈ
શીવ પુજો મન લાય....આયો
ગંગાજળ કેશરીઆ ચંદન,
પુષ્પ સુગંધ ચઢાય—૨
ભાંતી ભાંતી કે ભોગ લગાઓ—૨
સુમનહાર પહેરાય....આયો
પુજન કરો પુની કરો આરતી,
કલેશ નાસી સબ જાય—૨
દેવી સહાય મોહે કૃપા કરી ગુરૂ—૨
દીનો રાહ બતાય....આયો
શીવશીવ નામ જપો ગ્રહીમાળા
પાપ કટે અતિઘોર—૨
પ્રેમ દરશ ભીક્ષા માગો તુમ—૨
શીવજીસે હો કરજોર....આયો

### શ્રાવણ સુદી ૧૧

### પુત્રદા એકાદશી અથવા પવિત્રા એકાદશી.

ધર્મરાજા શ્રી કૃષ્ણચંદ્રને એક દીવસ પુછવા લાગ્યા કે હે મધુસુદન શ્રાવણ માસના શુકલ પક્ષની એકાદશીનું નામ તથા મહાત્મ તથા વૃતનું ફળ કૃપા કરીને કહો. જે ઉપરથી હર્ષ પામી ભગવાને કહ્યું કે હે ધર્મરાજા, પુર્વે દ્વાપર યુગના આરંભમાં માહીષ્મતી નગરીમાં મહીજીત નામનો રાજા રાજ્ય કરતો હતો. પ્રજાને પુત્રની પેઠે પાળતો હતો પણ દૈવયોગથી

તે રાજાને પૂત્ર ન હોવાથી ક્યાંય પણ સુખ મળતું નહતું. આ પ્રમાણે રાજા વૃદ્ધ થયો ત્યાંસુધી પણ તેને પુત્ર સુખ ન મળ્યું. રાજાની આ સ્થીતીનો ખ્યાલ કરી રાજગુરૂ તથા મંત્રી આદી એકઠા મળી આનું કારણ પુછવા મહાત્માની શોધમાં વનમાં ગયા ત્યાં અનેક મુનીઓના આશ્રમોના દર્શન કરતાં લોમશ મુનીના આશ્રમમાં ગયા. મુનીના ચરણમાં પ્રણામ કરી આવવાનું કારણ વીદીત કર્યું. મુહુર્ત માત્ર સમાધી કરી રાજાનો પુર્વજન્મ જોયો અને કહ્યું કે તમારો રાજા પુર્વજન્મમાં ધન વગરનો વૈશ્ય હતો. એક ગામથી બીજે ગામ ફરી વ્યાપાર કરતો હતો. એક વખતે જ્યેષ્ઠ માસના શુકલ પક્ષની દ્વાદશીને દીવસે મધ્યાન્હે કોઈ ગામના સીમાડામાં પહોંચતા અત્યંત તૃષાતુર થયો તે એક વીરડા પાસે ગયો. એક પ્રાણીને તૃપ્તી થાય તેટલુંજ જળ તે વીરડામાં હતું. પોતાની પહેલાં તૂરતમાંજ પ્રસવેલી એક તરસી ગાય ત્યાં આવી જળ પીવા જતી હતી પણ એ વૈશ્યે તેને અટકાવી પાણી પોતે પી ગયો તે પાપથી આ તમારો રાજા અપૂત્ર થયો છે. રાજગુરૂ આદીઓએ કહ્યું કે હે મૂનીમહારાજ ! પુન્યથી પાપનો ક્ષય થાય છે માટે હવે તે પાપની નીવૃત્તિ માટે ઉપાય તથા પુત્ર થાય તેવો માર્ગ કહો. લોમશ મુનીએ કહ્યું કે શ્રાવણ માસના શુકલ પક્ષની પુત્રદા એકાદશીનું વૃત સર્વ પ્રજા સહીત કરી તેનું ફળ રાજાને આપો તેથી રાજાને પુત્ર થશે. મુનીએ કહેલા વીધી પ્રમાણે સર્વ પ્રજાએ એ વ્રત કર્યું અને તેનું ફલ રાજાને આપ્યું તેના પ્રભાવથી રાજાને પુત્ર ફલની પ્રાપ્તી થઈ હે યુધિષ્ઠીર રાજા આજની એકાદશી સર્વ કામનાઓ પુર્ણ કરનારી છે. આજની

એકાદશીને પવિત્રા એકાદશી પણ કહે છે કારણ કે આજે દેવોને પવિત્રા ધરાવવામાં આવે છે.

### ભજન

પુણ્ય પવિત્ર એકાદશી પુરણ ગીત પવિત્ર તે ગાવે રે;
પ્રાણ પ્રીતમને આવી પવિત્રા,
પવિત્ર ત્રિયા પહેરાવે રે....પુણ્ય
લટકાં પવિત્ર કરે લટકાળો,
હેત પવિત્ર કરી હેરે રે;
પવિત્ર ગોવાળો ઉભા પાસે,
પવિત્ર કમળકર ફેરે રે....પુણ્ય
પાઘ પવિત્ર મનોહર માથે,
પવિત્ર કલંગી લટકે રે;
મહા પવિત્ર અલૌકીક મુરતી,
પવિત્ર હૈયામાં અટકે રે....પુણ્ય
પવિત્ર પવિત્ર પોતાના જનને,
દર્શન પવિત્ર દેવા રે;
બ્રહ્માનંદ પવિત્ર પ્રીતમને,
પવિત્ર પડયા છે હેવા રે....પુણ્ય

### શ્રાવણ સુદી ૧૨

આ બારસે ગુરૂને પવિત્રા ધરાવવાનું મહાત્મ્ય છે માટે આ બારસને પવિત્રા બારસ કહે છે. હવેલી અને મંદીરોમાં આ દીવસે મોટી ધામધુમ હોય છે,

## શ્રાવણ સુદી ૧૫

### રક્ષાબંધન અથવા બળેવ.

આજની પૂનેમે બ્રાહ્મણઆદી દ્વીજો નવા યજ્ઞોપવિત ધારણ કરે છે તથા રક્ષાબંધનનો દીવસ પણ આજનો છે. સમુદ્રમાં શ્રીફળ પધરાવી સમુદ્રપુજનનો દીવસ પણ આજનો ગણાય છે. ભગવાનની હયગ્રીવ જયન્તી પણ આજેજ છે આ બધા યોગોને લઈને આજનો દીવસ મહાન ઓચ્છવનો અને આનંદનો ગણાય છે. આજે બ્હેન પોતાના ભાઇને રાખડી બાંધી ભાઈનું ક્ષેમ કુશળ ઇચ્છે છે. આજના દીવસે બ્રાહ્મણો પોતાના યજમાનોને રાખડી બાંધી તેનું ઇષ્ટ ઇચ્છે છે. આજને દીવસે ઇંદ્રાણીએ ઈંદ્રને રક્ષા બાંધી હતી કે જેથી દેવદાનવના યુદ્ધમાં દેવોનો વીજય થયો હતો અને કૃષ્ણાવતારમાં માતા જશોદાજીએ શ્રીકૃષ્ણને રાખડી બાંધી હતી.

#### ભજન

મોહન વરને બાંધે માતા રાખડલી રૂપાળી રે;
ઝાઝા હેતે લીયે રે જશોદા,
ભામણીયા મુખભાળી રે—મોહન
ઘણી ખમા મારા લાડકડાને, વિઘ્ન સર્વે દુર થાજો રે;
શરણાંગત તારા થાજો સુખીયા,
વેરીડા મરી જજો રે—મોહન
રેશમનાં ફુમતડાં રૂપાળાં, રેશમકેરી દોરી રે;
મોતીડાં પ્રોઇને માંહી,
નીરખે રાધાગોરી રે—મોહન

વનમાળી નટવરની મૂરતી, ત્રીભુવનથી છે ન્યારી રે;
અલબેલા ઘનશ્યામની ઉપર,
બ્રહ્માનંદ બલીહારી રે—મોહન

**ભજન**

આજ બળેવ દીવસ ઓચ્છવનો,
નંદતણે ઘેર જઈએ રે;
નટવર છેલ છબીલાને નીરખી,
અંતર સુખીયા થઈએ રે—આજ
ગર્ગાચારજ રાખી બાંધી,
પૂરણ બ્રહ્મને પહોંચે રે;
અમર સદા રહો અવિનાશી,
એમ બોલ્યા સ્વર ઉંચે રે—આજ
પ્રેમે કરી પાથરણાં નાખ્યાં,
બહુ બહુ વાના કીધા રે;
વસ્ત્ર આભુષણ સહિત ગર્ગને,
દાન ધેનુના દીધા રે—આજ
રાજી અધીક થયા નંદરાણી,
ગોરાણી શણગાર્યા રે;
બ્રહ્માનંદ કહે કહાન કુંવરના,
સર્વે વિઘ્ન નીવાર્યા રે—આજ

શ્રી રણછોડરાયકી જય

**ભજન**

રણછોડરાય હવે ત્હારા બનાવ (૨)
ત્હારા બનાવ પુરા પ્યારા બનાવ (૨) રણછોડ
ત્હારા બને તે રહે ન નઠારા (૨)
કૃતીમતીએ શુચી સારા બનાવ—રણછોડ
ત્હારા ઠરે તે પરહરે લાલચ (૨)
શિલ સંતોષ ધરનારા બનાવ—રણછોડ
ત્હારા ઠરે તે દુભે નહિ કોઇને (૨)
સહુને સુખ કરનારા બનાવ—રણછોડ
ત્હારા ઠરે તે ડરે નહિ કોઇથી (૨)
દુ:ખમાં ધીરજ ધરનારા બનાવ—રણછોડ
ત્હારા ઠરે અનુપ્રેમ ભરે ઉર (૨)
જીવ અરપી વરનારા બનાવ—રણછોડ

શ્રાવણ વદી ૮

**જન્માષ્ટમી, ગોકુલાષ્ટમી, શ્રીકૃષ્ણ જયંતી.**

વસુદેવ સુત: શ્રીમાન્ વાસુદેવો જગત્પતિ:
જહાર વસુધાભાર, તસ્મૈ કૃષ્ણાત્મને નમ:

જગતના પતિ એવા શ્રીમાન્ વાસુદેવે વસુદેવને ત્યાં પુત્રરૂપે અવતરી પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો તે શ્રીકૃષ્ણ પરમાત્માને નમસ્કાર હો. કલિયુગના પ્રથમનો યુગ દ્વાપર યુગ; તેને અંતે જ્યારે સંતો સાધુઓ ભક્તો સીદાવા લાગ્યા તથા દુર્જનો અને દુષ્ટોનું દમન અતિ વધી પડયું ત્યારે તેમાંથી

મુક્ત કરવા, વેદ, ગાય, બ્રાહ્મણ આદીને બચાવવા અને સનાતન એવા ધર્મને પુનઃ સ્થાપવા પરમાત્માએ જે મનુષ્યાવતાર ધારણ કર્યો તેજ આ શ્રીકૃષ્ણાવતારનું પ્રાગટ્ય આજે અષ્ટમીને દીવસે થયેલ છે.

વિપ્રધેનુ સુરસંત હીત લીન મનુજ અવતાર
નીજ ઈચ્છા નીરમીત તનુ માયા ગુણ ગોપાર

ફીરત ધામ વૈકુંઠ તજી ભક્ત જનનકે કાજ
જેહી ભકતન ઉરભાવહી તેહી ધરૂ તનસાજ

નીરાકાર નીરગુણ પ્રભુ તદપી સગુણ ધરી દેહ
કરત રહત નાના ચરિત કેવળ ભક્ત સ્નેહ

બધી જયંતીઓમાં આજની જયંતી મહાન લેખાય છે. વિષ્ણુ ભગવાનના ચોવીસ અવતારોમાં દશ અવતારો મુખ્ય ગણાય છે. તેમાં જે આઠમો અવતાર તે આ શ્રીકૃષ્ણાવતાર અને તે પણ અષ્ટમીના દીવસેજ. આ આઠનો આંકડો પ્રભુને દરેક રીતે પ્રીય હોય તેમ આ અવતાર કાર્યમાં જણાય છે. નવ પ્રકારની ભક્તિ, શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચનવંદન, દાસ્ય, સખ્ય અને આત્મનીવેદન. તેમાં આઠમી ભક્તિ જે સખ્ય તેનું પાલન કરવાનેજ જાણે જન્મ્યા હોય તે મુજબ અર્જુનના જીંદગીભર સખા બની પાંડવોનું હીત ચાહ્યું. તેમને ઉગાર્યા, મહાન બનાવ્યા, અને તાર્યા વળી દેવકીજીને કર્મ ધર્મ સંયોગે આઠમા મહીનામાંજ પ્રસવ થયો તે ગર્ભ પણ આઠમો અને તે પણ શ્રાવણ માસની અંધારી આઠમેજ.

શ્રી ભગવાનનું શ્રીકૃષ્ણચંદ્રનું ચરિત્ર કેટલું બધું અનુપમ, મનુષ્ય તરીકે જન્મ્યા છતાં મનુષ્ય શક્તિથી પર તથા અલૌકિક અને પુજ્ય છે તેમજ આનંદ આપી પાવન કરનારૂં છે. સર્વોત્તમ ગ્રંથગીતાના પ્રણેતા એવા પ્રભુના ચરિત્રના સવીસ્તર વર્ણન માટે શ્રીમદ્ ભાગવત, મહાભારત જૈમિની અશ્વમેધ, વિષ્ણુપુરાણુ, હરિવંશ આદી ઉત્મોત્તમ ગ્રંથો વિદ્યમાન છે. શ્રીકૃષ્ણચંદ્ર કેટલા બધા ઉદાર અને ઉદાત હતા તે પોતે ગોવાળીઆની અંદર રહી દહીં માખણ આદી સાત્વીક પદાર્થોનું સેવન કરી ગોવર્ધન પર્વત નીચે અનેકને આશ્રય આપ્યો, વિદ્યાર્થી અવસ્થામાં સ્નેહી બનેલા સુદામા જેવાનું દારીદ્ર દુર કરવાનું પણ ન ભૂલ્યા. કંસને માર્યા પછી તે રાજ્ય ઉગ્રસેન આપવા લાગ્યા છતાં પોતે ન સ્વીકારતા તેમનેજ સુપ્રત કરવાની ઉદારતા દાખવી. પાંડવો જેવા પોતાના સંબંધી અને પ્રેમીની સાથે છેવટ સુધી દુઃખમાં પણ સહભાગી બન્યા. સામર્થ્યવાન અને મદોન્મત્ત એવા દુર્યોધનને મચક ન આપતા વીદુર જેવા ભાવિકનું ભોજન પોતાની મેળે આરોગી પોતાની સાદાઈ અને સરળતા દાખવી રાજસુય યજ્ઞ વખતે અગ્ર પૂજાનું માન ઇચ્છા મરણીય ભીષ્મ પિતામહ અને વેદવ્યાસ જેવા પુરાણુ મુનીઆદીની સંમતીથી મળ્યું છતાં નીરહંકારી બની બ્રાહ્મણોનું પાદ પ્રક્ષાલન કરવાનું અને પત્રાળા ઉપાડવાનું કામ કરીને ઉત્તમ વૈરાગ્ય શીલતાનું દૃષ્ટાંત દાખવ્યું આવા અનેક ચરિત્રોથી જાણીને આનંદ પમાય છે તેઓનું જ્ઞાન બળ અને યોગબળ કેટલું બધું અગાધ હતું તે તેમના મુખેથી ગવાયલી શ્રીમદ ભગવદ ગીતાના સર્વ માર્ગદર્શક અનુપમ અને સર્વોત્તમ ગ્રંથ ઉપરથી જોઈ શકાય છે. આવી બધી શક્તિઓ ઇશ્વરમાંજ

હોઇ શકે તેથી શ્રદ્ધાળુ હિંદુઓ તેમને ઈશ્વરના અવતારજ માને છે. આવા પરિબ્રહ્મ ઇશ્વરાવતારનું ચરિત્ર અને અવતારોનું રહસ્ય જરૂરથી જાણવું જોઇએ. દ્વાપર યુગનો કાળ ચાલતો હતો ત્યારે આ ભૂમી ઉપર દૈત્યો અને પિશાચ વૃત્તીવાળાઓનું જોર અને ત્રાસ વધી પડવાથી સંતો અને ભગવદ્ ભકતોને અન્ય કોઈનો આશરો ન હોવાને લીધે દુ:ખી થવા લાગ્યા. પૃથ્વી ઉપર દુષ્ટો અને દાનવોનો ભાર વધી પડયો એટલુંજ નહિ પણ સત્કર્મો થતા બંધ પડયા; આ ઉપરથી જેની પાસે બીજો કોઇપણ ઈલાજ ન હતો એવા સન્માર્ગ પ્રવર્તક ઈશ્વરના ભકતોએ આર્તનાદથી પ્રભુની સ્તુતી કરવા માંડી થોડા સમયમાં પૃથ્વી ઉપર અવતાર લઇ ભૂ ભાર ઉતારીને દુષ્ટોને દાટવાની આકાશવાણી થઈ જે સાંભળી સંતો અને સાધુજનોને આશ્વાસન મળ્યું. મથુરામાં ઉગ્રસેન નામનો સદાચારી રાજા રાજ્ય કરતો હતો તેને કંસ નામનો પુત્ર હતો તેણે પોતાની બ્હેન દેવકી-જીના વીવાહ વસુદેવ નામના યાદવ સાથે કર્યા. લગ્ન વખતે વરકન્યાને પહેરામણી આપ્યા બાદ જાન રવાના થઈ ત્યારે કંસ રથ હાંકવા લાગ્યો એવામાં આકાશવાણી થઈ કે જેનો રથ તું હાંકી રહ્યો છે તેનો આઠમો ગર્ભ ત્હારો નાશ કરશે. આ વાણી સાંભળી કંસે તરતજ દેવકીને મારવા હથીયાર ઉગામ્યું એટલામાં વસુદેવજીએ તેને શાંત કરી કહેવા લાગ્યા કે આવા શુભ પ્રસંગમાં આ વાત શોભતી નથી એકતો સ્ત્રીજાત, તેમાં તમારી બેન અને તે પણ નીરપરાધી તો તેને મારવાથી તમો મહાપાપના ભોગી થશો. અને તમારી અપકીર્તી થશે. તમને જો આકાશવાણીનો ભય રહેતો હોય તો તેનાથી જે જે ગર્ભનો પ્રસવ થશે તે તમને સોંપીશ. વસુદેવની આ વાત કંસને ઠીક

લાગી અને બેનને મારતાં અટકયો. કંસે વસુદેવ અને દેવકીજી બંન્નેને બંદીખાનામાં નાખ્યા અને એક પછી એક એમ છ બાળકોને કંસે મારી નાખ્યા. દેવકીજીના સાતમા ગર્ભમાં ભગવાન શેષ કે જે અનંત કહેવાય છે તે બળદેવજીરૂપે આવ્યા આ વખતે દેવકીને શોક થવા લાગ્યો. અંતર્યામી ઇશ્વરે તે વાત જાણી લઇ તે ગર્ભને પોતાની માયાદ્વારા વ્રજમાં રોહીણી નામના વસુદેવના બીજા પત્ની હતા અને ગોકુળમાં નંદને ઘેર રહેતા હતા તેના ઉદરમાં મુકવા ફરમાવ્યું, તે પ્રમાણે યોગમાયાએ બળદેવજીને દેવકીજીના ગર્ભમાંથી ખેંચી લઇ રોહીણીના ગર્ભમાં લઈ જવાથી તેમનું નામ સંકર્ષણ પડયું તેમજ અતીશય બળવાન હોવાથી તેમને બળરામ પણ કહેતા; આથી સાતમો ગર્ભ ગળી ગયો એમ લોક કહેતા. આઠમી વખતે દેવકીજીને ઉદરે વિષ્ણુ ભગવાન કૃષ્ણરૂપે આવ્યા. તે વખતે દેવકીજીની કાંતીમાં પણ વધારો થયો. કંસ પણ પોતાનો કાળ પાસે આવે છે જાણી તેને મારી નાખવાની વાટ જોવા લાગ્યો. જ્યારે શ્રાવણ માસની અંધારી આઠમ આવી. ચંદ્રમાં રોહીણી નક્ષત્રમાં આવ્યો. નક્ષત્ર ગ્રહ તથા તારાઓ અનુકુળ થયા અને બરાબર મધ્યરાત્રીનો સમય થયો ત્યારે ભગવાન વિષ્ણુ દેવકીજીને વિષે અનેક સુર્યના જેવા તેજથી યુકત કાંતીવાળા અને અદભુત સ્વરૂપવાળા બાળકરૂપે પ્રગટ થયા. તેમની મેઘના જેવી કાંતી, કમળ જેવા મનોહર નેત્ર, શંખ, ચક્ર, ગદા અને પદ્મ યુકત, ચારબાહુ અને પીતાંબર તથા કોસ્તુભમણી આદી અનેક અલંકાર યુક્ત સ્વરૂપ દેખી વસુદેવ અને દેવકીજી નમી પડયા અને સ્તુતી કરવા લાગ્યા. શ્રી ભગવાને કહ્યું કે તમે ગભરાશો નહિ

મને ગોકુળમાં લઇ જાઓ અને યશોદાના ગર્ભથી ઉત્પન્ન થયેલી મારી માયાને અહીં લાવો. આમ કહી ભગવાને બાળકનું રૂપધારણ કર્યું અહીં જેવા શ્રીકૃષ્ણચંદ્રનો જન્મ થયો તેજ વખતે ગોકુળમાં નંદરાયને ત્યાં યશોદાએ અજા એવી યોગમાયાને જન્મ આપ્યો. ભગવાનની માયાથી સર્વ પહેરેગીરો અને દ્વારપાળોને નીંદ્રા આવી ગઇ કેદખાનાના દરવાજા ખૂલી ગયા અને વસુદવજી ભગવાનને માથાપર ટોપલામાં મુકી ગોકુળને માર્ગે પડયા. રસ્તામાં ઝરમરીઓ મે વરસતો હતો શેષે પોતાની ફેણારૂપી છત્રધર્યું યમુનાજી બે કાંઠામાં ભરપુર વહી રહ્યા હતા પણ ભગવાનના ચરણનો સ્પર્શ કરી બે ભાગમાં વહેંચાઇ વસુદેવજીને માર્ગ કરી આપ્યો. વસુદેવજી ગોકુળમાં આવી ભગવાનને યશોદાના પડખામાં મુકી ત્યાંથી પુત્રીને લઇને પાછા કારાગૃહમાં આવી પહોંચ્યા. ત્યારબાદ પુત્રીરૂપે માયાએ રડવા માંડયુ અને તે અવાજ સાંભળી દ્વારપાળોએ જઈ કંસને સમાચાર આપ્યા કે આઠમો ગર્ભ પ્રસવ્યો છે કંસ બેબાકળો બની આવી પહોંચ્યો અને કન્યાને જોતાંજ તેને મારી નાખવા તે કન્યાને બે પગે ઉપાડી શીલા ઉપર પછાડવા જતા જ કંસના હાથમાંથી વીજળી વેગે ઉડી જઇ બોલી કે હે મુર્ખ તારો કાળ ગોકુળમાં જન્મી ચુકયો છે. આ શબ્દો સાંભળતાંજ તેનો ક્રોધ વધી પડયો અને દશ દીવસની અંદર જન્મેલા બાળકોને મારી નાખવાની શરૂઆત કરી. આણી તરફ નંદરાયને ત્યાં ગોકુળમાં ઉત્સવ થઈ રહ્યો અને શ્રી હરીના નીવાસથી ગોકુળ સમૃદ્ધીવાન બન્યું. અનંત કોટી બ્રહ્માંડનો નાથ આજે ગોકુળમાં નંદ અને યશોદાને

ત્યાં પ્રગટ થયાં છે એ જાણી સદાશીવ મહાદેવશંકર ભોળાનાથ ગોકુળની ગલીયે ગલીયે અલેક જગાવતા નંદરાજાની ડેલીએ આવી પહોંચ્યા.

**ભજન**

શીવ જોગી જશ ગાયો રે,
બાવા શીવ જોગી જશ ગાયો રે
બ્રહ્મા ગાયો વિષ્ણુ ગાયો,
ખોજત પાર ન પાયો રે (૨)
પરિબ્રહ્મકો સુખ દેખનકું (૨)
સકળ સૃષ્ટી ફીર આયો રે—શીવ
દેવકી જાયો ગોકુળ આયો,
જશોમતિ સુખ પાયો રે (૨)
કૈલાસસે એક આયો હય દીગંબર (૨)
આયકે અલખ જગાયો રે—શીવ
ભીક્ષા લેકર આઇ નંદરાણી,
શંકરશીષ ધુનાયો રે (૨)
નગ્ન દેખકર ગઇ હય ભવન મે (૨)
આયકે અંબર ઓઢાયો રે—શીવ
કયા કરૂં મૈયા તેરા પાટ પીતાંબર
કયા કરૂં કંચન માયા રે (૨)
ચાર ખુટકા સોના રૂપા (૨)
ભર્યા હય મેરી ઝોલી મે—શીવ

હાથ જોડકે ખડી નંદરાણી
સુનો જોગીયોકે રાજા રે (૨)
બાળકકો તન દેખાઉં દીગંબર (૨)
બાળક જાત ડરાયો રે—શીવ
જાકી દ્રષ્ટી સકળ સૃષ્ટી પર
સોકયું તુંને છુપાયો રે (૨)
મેરો ઠાકોર અલખ નીરજન (૨)
સોનહિ જાત ડરાયો રે—શીવ

બાળકૃષ્ણ લે આઇ નંદરાણી,
શંકર શીષ નમાયો રે (૨)
સેવા કરી ચર્ણામૃત લીનો (૨)
શૃંગીનાદ બજાયો રે—શીવ

સફળ ફળો માઇ બાળક તેરો,
દેખશંકર સુખ પાયો રે (૨)
સુર કહે બડો ભાગ્ય જશોદા (૨)
પુરણ પુન્યસે પાયો રે—શીવ

**ભજન**

શ્રાવણ વદી આઠમ બુધવારી,
નક્ષત્ર રોહીણી આયો રે (૨)
અર્ધ રાત જાતાં અવિનાશી,
પુત્ર જશોદા જાયો રે....શ્રાવણ

જય જયકાર થયો ત્રીલોકમાં,
દેવત્રીયા મળી નાચે રે (૨)
આંગણીએ બ્રહ્માદીક આવી,
વેદતણી ધુન વાંચે રે....શ્રાવણ
નંદરાય ઘેર ઉત્સવ ભારી,
ઉલટયો ગોકુળ સારો રે (૨)
ગોપી આય કહે જશોદાને,
જીવો લાલ તમારો રે....શ્રાવણ
જન્મ સુણી આવ્યા સિદ્ધચારણ,
ગંધર્વ ઉભા ગાવે રે (૨)
બ્રહ્માનંદના નાથને હેતે,
વ્રજનીનાર વધાવે રે—શ્રાવણ

**ભજન**

નંદ જશોદાના ભાગ્યનો મહિમા,
મુખ વર્ણવ્યો નવજાવે રે
પુરૂષોત્તમ જેના પુત્ર થયા,
નીત્ય ખોળામાં લઇને ખેલાવે રે....નંદ
ધન્ય ધન્ય વ્રજની ભોમ સખી,
જેની રજવંદે ત્રીપુરારી રે (૨)
અનંત બ્રહ્માંડપતિ ત્યાં આવી,
પ્રગટયા દેવમુરારી રે....નંદ

બ્રહ્માદીક સીદ્ધરાજ મુની જેનું,
ધ્યાન ધરી ધરી હાર્યા રે (૨)
તે વહાલો ગોવાળના ઘરમાં
પ્રીત કરીને પધાર્યા રે....નંદ
અક્ષર ધામથી અધિક થયું આજ
નંદરાયનું ફળીયું રે (૨)
બ્રહ્માનંદના નાથને નીરખી,
નેણુતણું ફળ મળીયું રે....નંદ

ભજન

ભાગ્યબડા વ્રજની ભોમીના,
જન્મ્યા અંતરજામી રે;
અખીલ ભુવનના કરતા હરતા,
બ્રહ્માદીકના સ્વામી રે....ભાગ્ય
ગુણીજન મંગળગીત ઉચ્ચારે,
નંદરાયની ડેલી રે (૨)
મન ફુલ્યા વ્રજની વનીતાનાં,
ફુલી છે વનની વેલી રે....ભાગ્ય
જાગૃત માન થયા દ્વિજ અગ્ની,
હેતે મંગળ થઇ ડોલે રે (૨)
ચિરણંજીવી રહો લાલનંદનો,
જય જય વાણી બોલે રે....ભાગ્ય

નન્દભુવન આવી વ્રજનારી,
સર્વે ખુશી ..ળી રે ૨)
બ્રહ્માનંદ વારણીયા લેવે,
ભુધરનું મુખ ભાળી રે....ભાગ્ય

**ભજન**

આજે નંદ મહરને ધામ પ્રગટયા નંદનંદન રે
વ્રજની નારતણા વિશ્રામ પ્રગટયા નંદનંદન રે
સર્વે હરખ્યાં ગોપી ગ્વાલ પ્રગટયા નંદનંદન રે
પ્રભુજી સંતતણા પ્રતીપાલ પ્રગટયા નંદનંદન રે
રૂડા ગોવાળાને ઘેર પ્રગટયા નંદનંદન રે
કરવા વ્રજમા લીલા લ્હેર પ્રગટયા નંદનંદન રે
અવિનાશી સુખરાશી અપાર પ્રગટયા નંદનંદન રે
બ્રહ્માનંદના પ્રાણ આધાર પ્રગટયા નંદનંદન રે

કંસે બાળકોનો નાશ કરવા પુતના નામની રાક્ષસીને મોકલી કે જે બાળકોને સ્તનપાન કરાવી મારી નાખતી હતી અને જેના ઝેરથી અનેક બાળકોનો નાશ થયો હતો તે ફરતી ફરતી ગોકુળમાં આવી. તેનો દેખાવ જાણે કોઇ પરગજુ અને પરોપકારી દેવી ન હોય તેવો હતો. ભોળી સ્ત્રીઓ તેમાં મુગ્ધ થઇ પોતાના બાળકોને તેને સોંપતી. પુતનાનું આવું સ્વરૂપ જોઈ યશોદા મોહ પામ્યા. પુતના શ્રી કૃષ્ણને ખોળામાં લઇ ઝેર યુકત ધાવણ ધવરાવવા લાગી. ભગવાન પુરા હતા અનેક બાળક ખાઉ પુતનાના બેસ્તન એવા જોરથી અને રોષથી

પકડી ધાવવા માંડયું કે તેના પ્રાણ ખેંચાવા લાગ્યા અને તે મરણ પામી. જો કે તે તો શ્રી ભગવાનના સ્પર્શથી મુક્તિ પામી હતી. આવી જ રીતે થોડા દીવસ બાદ તૃણાવર્ત નામનો રાક્ષસ ગોકુળમાં આવ્યો તેણે વટોળીઆ રૂપે આખા ગોકુળને ધુળમય કરી લોકોના નેત્ર મીંચાવી દીધા અને ભગવાનને લઈ આકાશમાં ઉડવા લાગ્યો પણ ભગવાનનો ભાર સહન નહિ કરી શકવાથી મોટી શીલા ઉપર એવો પછડાયો અને પ્રાણરહીત થઇ ગયો. એક દીવસ ભગવાન ધૂળ ખાતાં દેખાતા યશોદાએ ધૂળ કાઢવા મોઢું ઉઘાડતાં તેમાં આકાશ પૃથ્વી આદી ચૌદ બ્રહ્માંડો તથા સૂર્ય, ચંદ્ર, અગ્ની, સમુદ્રો આદી જોતાં કંપ થવાથી યશોદાએ પોતાના નેત્રો મીંચી દીધા પણ કળી શકયા નહિ. આ બધા કૌતુકો કરનાર પોતે પરમાત્મા છે એમ જાણી મનથી પ્રણામ કર્યા કે પ્રભુએ પોતાની માયા તેના ઉપર ફેલાવી જેથી યશોદાની પૂર્વ સ્મૃતી નાશ પામી અને પુત્રરૂપે ખોળામાં બેસાડી ધવરાવવા લાગ્યા. એક વખત યશોદાવલોણું વલોવતા હતા એટલામાં ભગવાને છાશની ગોળી ફોડી નાખી માખણ હતું તે ખાવા લાગ્યા તથા આસપાસના વાંદરાઓને ખવરાવવા લાગ્યા. યશોદા તેમને પકડવા દોડયા એક હાથનું છેટું રહે અને ભગવાન ભાગી જાય આખરે યશોદાજી થાકી ગયા એટલે ભગવાન એની મેળે પકડાયા અને રડવા લાગ્યા. યશોદાએ તેમને બાંધવા દોરડું લીધું પણ બે આંગળ ઓછું પડયું બીજું લીધું ત્રીજું લીધું પણ નાનું પડયું આશ્ચર્ય પામ્યા ત્યારે શ્રીકૃષ્ણ માતાને પરિશ્રમ થયેલો જાણી બંધાયા દામણાથી બંધાયા તેથી દામોદર

કહેવાયા યમલાર્જુન નામના બે વૃક્ષો કુબેરના પુત્રો હતા તેમનો ઉદ્ધાર કર્યો. ગોકુળમાં આ બધા ઉત્પાતો જોઇ સર્વ હેબતાઈ ગયા. અને વિચાર કર્યો કે વ્રજમાં બાળકોનો નાશ કરનારા ઉત્પાતો થાય છે માટે બધા એ વૃંદ્રાવનમાં જવું એમ વિચાર કરી સર્વ નંદ સર્વ યાદવો અને ગોવાળો વૃંદ્રાવનમા રહેવા લાગ્યા આવી રીતે શૈશવ અવસ્થા વીતતી હતી એવામાં વૃંદ્રાવનમાં આવ્યા બાદ શ્રીકૃષ્ણ અને બળરામ જરા મોટા થયા હરવા ફરવા લાગ્યા અને ગોપગોપીઓને બહુ પ્રીય થઈ પડયા, સાત વર્ષના થયા એટલે ગાયો ચરાવા લાગ્યા જયારે તેમના વાછરડાં વ્રજભુમિમાં ચરતા હતા ત્યારે શ્રીકૃષ્ણ વાંસળી વગાડતા હતા. વૃંદ્રાવનમાં પણ વત્સાસુર, બકાસુર અધાસુર ધેનુકાસુર વીગેરે દૈત્યો જુદા જુદા રૂપમાં ભગવાનનો નાશ કરવા આવ્યા હતા તેમનો ભગવાને નાશ કર્યો. શ્રીકૃષ્ણ મોરલી વગાડવામાં પ્રવીણ હતા અને તે મોરલીના નાદથી પશુ પક્ષીઓ તથા ગોપગોપીઓ તલ્લીન થઇ જતા બ્રહ્મનાદ વાગે ત્યાં કોણ તલ્લીન ન થઈ જાય ? જેના સ્વરૂપમાં યોગીઓ મુગ્ધ બની જાય તો વ્રજના ગોપગોપીઓ મુગ્ધ બને એમા શું નવાઈ! એક સમયે ગાયો ચારતા બ્રહ્માએ સર્વ વાછડાઓનું અને ગોપ બાળકોનું હરણ કર્યું, ભગવાને નવા બનાવ્યા બ્રહ્મા મોહ પામ્યા અને ભગવાનને શરણે પડી સ્તુતી કરી. યમુનાના જળમાં રહેલા કાલીયનાગના વસવાટથી તે પાણી ઝેર યુકત હતું કોઇ પીતું નહિ. આ વાત જયારે શ્રીકૃષ્ણે જાણી ત્યારે કુદકો મારી યમુનાજીમાં પડયા. કાલીનાગની સાથે યુદ્ધ થતાં તેને નાથ્યો અને તે સ્થળેથી ચાલ્યા જવાનું કહ્યું

જેથી તે સ્થળનું જળ અમૃતમય બન્યું અને સર્વ પીવા લાગ્યા એક સમયે કાત્યાયની વ્રત કરતી કુમારીકાઓ પોતાના વસ્ત્રો યમુના કીનારે મુકી નહાવા પડી હતી અને શ્રીકૃષ્ણ લીલા ગાઈ રહી હતી. તેવામાં શ્રીકૃષ્ણ તેઓના વસ્ત્રો લઈને કદંબના ઝાડ ઉપર ચઢી ગયાં તે વખતે તેમની ઉમર ૯—૧૦ વર્ષની હતી. કન્યાઓ બહાર નીકળી વસ્ત્રો શોધતાં કદંબના ઝાડ ઉપર શ્રીકૃષ્ણને દીઠા. કન્યાઓએ શ્રીકૃષ્ણને ચતુર્ભુજ સ્વરૂપે દીઠા તેમની સ્તુતી કરી વસ્ત્રો પાછા મેળવી વ્રતની સફળતા પ્રાપ્ત કરી તેજ અરસામા ભગવાને ઇંદ્રયાગ બંધ કરાવી ગોવર્ધન મહોત્સવ શરૂ કરાવ્યો કોપાયમાન થયેલા ઇંદ્રે વ્રજ ઉપર બારે મેઘ મુશળધાર વરસાવ્યા ભગવાને સાત દીવસ સુધી ગીરીરાજને પોતાની ટચળી આંગળી ઉપર ધારણ કરી સર્વને રક્ષણ આપ્યું શ્રીકૃષ્ણચંદ્રની કીશોર અવસ્થા ચાલતી હતી તે વખતે તેમના ઉપર મુજબના પરાક્રમો જોઇ ગોપગોપીઓ મુગ્ધ બની રહ્યા હતા તેમાં વધારે મુગ્ધતા તેમની વાંસળીનો મનોહર સુર મોહીત કરી રહ્યો હતો. યોગેશ્વર અને ઇશ્વરાવતારનો બ્રહ્મનાદ વાગે અને તે બ્રહ્મનાદના સુરમાં તાલાવેલી યોગીઓને થાય તો મનુષ્યો શું હીસાબમાં ! એક વખતે શરદ પુનેમની રાત્રે ચંદ્રમાં ખીલી રહ્યો હતો, વૃંદ્રાવનમાં અજવાળી રાત્રે યમુનાની નીર્મળ નીર વહી રહ્યા હતા તેના કાંઠાના ઉપરના ભાગમાં ભગવાને એક સુંદીર સ્થળે બેસી વાંસળી વગાડવી શરૂ કરી તે વખતનો સુર એવો મધુર સર્વ કોઇને લાગ્યો કે કેટલીક ગોપીઓએ પોતાનું દોહવાનું કેટલીકે ધવરાવવાનું કેટલીકે જમવાનું અને જમાડવાનું એમ

ઘરનું કામ મુકી દઈ ન સમજી શકાય એવી બેભાન અવસ્થામાં મોરલીના સુર તરફ દોડવા લાગી.

### ભજન

સખી આજ તો વાગે વંદ્રાવન વાંસળી
એ તો સખી ગોકુળીએ સંભળાય રે—આજ તો
સખી બંસી તે ફેરાનાદમાં,
હાંરે મારૂં ચીતલડું ચોરાય રે—આજ
સખી શુદ્ધ બુદ્ધ ના રહી શરીરની,
હાંરે સખી સર્વ તજીને વન જાય રે—આજ
સખી અવળા તે આભરણુ પહેરીયા,
હાંરે સખી અવળા તે ઓઢયા ચીર રે—આજ
સખી નયને તે કુમકુમ સારીયા,
હાંરે કરીકાજળ ટીલડી લલાટ રે—આજ
સખી ભુલ્યા તે માત માત તાતને,
હાંરે સખી ભુલ્યા કુટુંબ પરિવાર રે—આજ
સખી ગાયોના દોવણુા ભુલી ગયા,
હાંરે સખી બદલીમાં બાંધ્યા બાળ રે—આજ
સખી દાસ વલ્લભની વીનતી,
હાંરે અમને દેજો તે વ્રજમાં વાસ રે—આજ

વ્રજની ગોપીઓને પોતાની તરફ આવતી જોઈ ભગવાને ગાવાનું બંધ કર્યું અને સહુને ઘેર પાછા જવા કહ્યું. શ્રી કૃષ્ણચંદ્રને ગોપીઓએ એ સુર ફરીથી સંભળાવવા ઘણી વીનતી

કરી જેથી ભગવાને તે સ્થળે રાસ ગોઠવ્યો અને મંડલાકાર ગોઠવાઈ જઈ બબે ગોપી વચ્ચે એક એક કાન એ મુજબ યોગેશ્વર એવા શ્રી કૃષ્ણે સુશોભીત રાસક્રીડા રચી. જેટલી વ્રજની નારીઓ હતી તેટલાં પોતાના સ્વરૂપ કરીને લીલા થકી રમવા લાગ્યા. આવી રીતે ભગવાને ગોકુળમાં ૧૧ વરસ અને ૫૨ દીવસની ઉંમર સુધી લીલા કરી કૌતુક દાખવ્યા.

**ભજન**

દેવ દયાલુ દાનો એવો અમારો કાનો (૨)
ગોરસ ખાધાં, મહી લુંટયા, દાણ દધીના લીધા (૨)
દધીની સાથે દીલ પણ લુંટી (૨)
પોતાના કરી લીધા—એવો
રાસ રમાડી રસ રેલાવ્યો,
પ્રેમનો પ્યાલો પાયો (૨)
વસ્ત્રો લીધાં નાચ નચાવી (૨)
એવો લાડકવાયો—એવો
ટચલીએ ગોવરધન ધારી,
ઇંદ્રનો ગર્વ ઉતાર્યો (૨)
રાક્ષસ કુળ સારા સંહારી (૨)
કંસાસુરને માર્યો—એવો
માતપીતાના બંધન છોડી,
વડવાને ગાદી આપી (૨)
બધું ભણેલો ભણવા ચાલ્યો (૨)
એવો મહાપ્રતાપી—એવો

દીનદાસ એ શ્યામચરણમાં,
ચીત્ત સદાયે રાખી (૨)
પ્રેમ ભક્તિનો સુધારસ એ (૨)
તું તો લેને ચાખી—એવો

આ બધી ચમત્કારીક વાતોની જ્યારે કંસને જાણ થઈ તેમજ ખબર પડી કે વસુદેવે આઠમા ગર્ભરૂપે જે બાળકી સોંપી હતી અને જે વીજળી થઇ આકાશમાં ઉડી ગઈ તે તો યશોદાની પુત્રી હતી પણ દેવકીનો આઠમો ગર્ભ તે તો હાલમાં નંદરાયને ત્યાં રહેતા શ્રીકૃષ્ણ છે તેથી તેને વસુદેવ દેવકીજી ઉપર ક્રોધ ચઢયો અને ફરીથી સખત કેદમાં નાખ્યા અને દુઃખ દેવા લાગ્યો શ્રીકૃષ્ણ અને બળરામને મથુરામાં બોલાવી લાવવા અક્રુરને રથ સહીત મોકલ્યો આણી તરફ તેને મારી નંખાવવા કંસે ગાંડા હાથીને ઘોડારૂપી કેશી દૈત્યને, મુષ્ટીક અને ચાણુર આદીમલ્લોને તૈયાર રાખ્યા. જ્યારે બન્ને ભાઈઓ બળરામ અને શ્રીકૃષ્ણ વ્રજમાંથી મથુરા જવા નીકળ્યા ત્યારે ત્યાંના સ્ત્રી પુરૂષોને ભગવાનના વીયોગથી જે દુઃખ થયું તે વીરહનું વર્ણન અદ્દભૂત છે વ્રજમાંથી ચાલી ભગવાન સંધ્યા કાલે મથુરામાં પહોંચ્યા બહારના ઉપવનમાં ઉતારો કર્યો અને બીજે દીવસે મથુરામાં જવા નીકળ્યા. ચાલતાં ચાલતાં કંસના અખાડા તરફ વળ્યા જ્યાં ઉંચા માંચડા ઉપર કંસ સહીત રાજ્ય મંડળ બેઠું હતું. આખી નગરી જોવા આવી હતી. તે અખાડાના મુખ્ય દ્વાર ઉપર કુવલ્યાપીડ નામના હાથીને ગાંડો બનાવી ઉભો રાખ્યો હતો તે સુંઢ

ફેરવી જેવો સામો આવ્યો કે તેને નિશ્ચેષ્ટ કર્યો. ત્યાર બાદ મલ્લો સામે આવી ઉભા તેમાં ચાણુરને શ્રીકૃષ્ણે અને મુષ્ટીકને બળભદ્રે ઠાર કર્યા આથી કંસ વધારે કોપ્યો અને વસુદેવનો વધ કરવા, નંદરાયને કેદ કરવા અને બળરામ તથા શ્રીકૃષ્ણને નગરમાંથી બહાર કાઢવાની આજ્ઞા આપી જે સાંભળતાંજ વાઘ શીકાર ઉપર જેમ તરાપ મારે તેમ શ્રીકૃષ્ણે કંસ તરફ દોડી જઇ એક ઝપાટે જમીન ઉપર પાડી મારી નાંખ્યો, અને કંસના વૃદ્ધ પિતા ઉગ્રસેનને રાજયાસન ઉપર બેસાડયા ઉગ્રસેન શ્રીકૃષ્ણને રાજય આપવા લાગ્યા પણ ભગવાને નિસ્પૃહતા દાખવી ના પાડી ત્યારપછી વસુદેવ દેવકીજીને છુટા કર્યા. અંધક, દાશાહ, વૃષ્ણિ વીગેરે યાદવકૂળોને સંતોષ પમાડયો અને ખરા માતા પિતા વસુદેવ દેવકીજીને સંતોષ પમાડી તેમને ઘેર રહેવા લાગ્યા.

## શ્રી કૃષ્ણજન્મ.

### ભજન

પધાર્યા રે પધાર્યા રે શ્રી બાલકૃષ્ણલાલ
નજરો ભરી ભરી નીરખીએ—પધાર્યા રે

ધન્ય ધન્ય શ્રી વસુદેવ તાતને (૨)
ધન્ય ધન્ય શ્રી દેવકી માતને (૨)
જેણે જાયા રે જેણે જાયા રે
શ્રી જુગના આધાર નજરો ભરી ભરી નીરખીએ
—પધાર્યા રે

**ભજન**

જનમ્યા શ્રી જશોદાકુમાર,
ત્યારની તો ઘેલી થઇ છું (૨)
નીરખ્યા શ્રી નંદકુમાર,
ત્યારની તો ઘેલી થઇ છુ (૨)
ઘેલી થઇ છું ભાન ભુલી ગઇ છું—જનમ્યા
અનંત અખંડ કોટી ભાનુ પ્રકાશીત (૨)
આજ લીધો અવતાર ત્યારની તો ઘેલી થઇ છું–જનમ્યા
આનંદ ઉત્સવ ઉજવાઇ રહ્યો આંગણે (૨)
હૈયામાં હરખ અપાર ત્યારની તો ઘેલી થઇ છું–જનમ્યા
આવ્યા વધાવા સૌ નંદજીને આંગણે (૨)
દર્શનથી દુઃખ હરનાર ત્યારની તો ઘેલી થઇ છું–જનમ્યા
અસુર સંહારી ભકતોના ભય ટાળવા (૨)
પ્રગટયા ગોકુળ રખવાળ ત્યારની તો ઘેલી થઇ છું
–જનમ્યા
આજ નંદરાય ઘેર પારણીએ ઝુલતા (૨)
જોયા જીવન આધાર ત્યારની તો ઘેલી થઇ છું–જનમ્યા
અનંત બ્રહ્માંડપતિ ભકતોને કાજે (૨)
થયા ગાયોના ગોવાળ ત્યારની તો ઘેલી થઇ છું–જનમ્યા
કૃષ્ણ જેનું નામ સદાય સુખધામ છે (૨)
પધાર્યા જુગદાધાર ત્યારની તો ઘેલી થઇ છું–જનમ્યા

### ભજન

નંદનો કીશોર જો આ નંદનો કીશોર (૨)
ઝુલે છે પારણે નંદનો કીશોર—નંદનો
અંગે તો હીરભરી ઓઢી છે ઝુલણી (૨)
જરકસી વાઘાનું મુલ્ય કાંઇ ઓર—ઝુલે છે
કોટી સુરજ તણું તેજ ભર્યું ભાલમાં (૨)
વ્રજની વનીતાના ચીતડાનો ચોર—ઝુલે છે
મુખડે તો માટીને સ્નેહભરી ચાવતો (૨)
માટીમાં ગાજતો બ્રહ્મતણો શોર—ઝુલે છે
કંસતણો કાળ એ તો ભકત પ્રતિપાળ છે (૨)
નંદજીનો લાડકો દુનીયાનો મોર—ઝુલે છે

### ભજન

મનમાં આનંદ મારા મનમાં આનંદ–૨
અતિ ઘણો થયો મારા મનમાં આનંદ....મનમાં
વાલોજી આવ્યા મોતીડે વધાવ્યા–૨
વારી વારી જાઉં હું વ્રજના ચંદ્ર....મનમાં
મધુરા મુખડાં જોઇ ગયા દુઃખડા–૨
સુખડાના ઉલટયા સામટા વૃંદ....મનમાં
ભાવે જમાડું હું રંગે રમાડું–૨
ટાહાડું પાડું હું મારૂં તન....મનમાં
હરિપ્રસાદ હરિને હેડે ઝુલાવું–૨
છોડું કેમ લાગ્યો રસીયાનો છંદ....મનમાં

## ભજન

નંદજીના લાલ મારા નંદજીના લાલ-૨
રાધા રમણ મારા નંદજીના લાલ....નંદજી
ભાવભરી નીરખું જોઇ જોઇ હરખું-૨
વ્હાલાના સરખુ બીજું ના રસાળ....નંદજી
આનંદઘન એ હૃદયમાં રહે છે-૨
લે છે પળે પળે મારી સંભાળ....નંદજી
ઉઠતાં ને બેસતાં ખાતાં ને પીતાં-૨
વહાલાનું અતિ ઘણું જોઉં હું વહાલ....નંદજી
વેણુ વગાડી મોહિની લગાડી-૨
હરિપ્રસાદ હરિ લખાણા છે ભાલ....નંદજી

## ભજન

નંદ કીશોર વ્હાલો નંદ કીશોર-૨
વારી વારી જાઉં વ્હાલા નંદ કીશોર....નંદ કીશોર
લાલ લટકાળો કામણ ગારો-૨
ચમકતી ચાલ ચાલે ચીતડાનો ચોર....નંદ કીશોર
મોર મુગુટ ધર્યો કાનોમાં કુંડલ-૨
પ્રાણ પ્યારે પહેર્યું પીતાંબર ઓર....નંદ કીશોર
કેશરી તીલક સ્મીત વદન છે-૨
મુખ પર મોરલી વાગે ઘનઘોર....નંદ કીશોર
જરકસી જામો લાગે રઢીયાળો-૨
હરિ પ્રસાદ હરિ કાળજાની કોર....નંદ કીશોર

## ભજન

સાંવર બંસીવાલે,
તુમકો લાખો પ્રણામ તુમકો લાખો પ્રણામ
મોહન મોરલીવાલે,
તુમકો લાખો પ્રણામ તુમકો લાખો પ્રણામ
નંદજી કે હો પ્રાણ પીયારે,
માતા જશોદાજી કે દુલારે
ગોકુળ વાસી કે રખવારે,
ભકતો કે પ્રતીપાલે....તુમકે લાખો પ્રણામ
ગોપીજન સંગ રાસ રચાયા,
ગીરી ગોવર્ધન હાથ ઉઠયા
કાલીનાગ શીર નાચ નચાયા,
વ્રજકો તારણ હારે....તુમકો લાખો પ્રણામ
કંસકો તુમને મારગીરાયા,
પૃથ્વી માતકા ભાર મીટાયા
અર્જુન કો તુમજ્ઞાન સુનાયા,
ગીતા ગાને વાલે....તુમકો લાખો પ્રણામ
ભકતો કે કારણ તુમ આયે,
નીરાકાર સાકાર કહાયે
નીર્ગુણ સગુણ લીલા દર્શાયે,
જય જય મુકુંદ મુરારે....તુમકો લાખો પ્રણામ

સેવક જનકી અરજી સ્વીકારો,
ડુબત નૈયા પાર ઉતારો
ગુણ અવગુણ હરિ ઉરન વિચારો,
ત્રીભુવન કે ઉજીયારે....તુમકો લાખો પ્રણામ

શ્રાવણ વદી ૯

**ભજન**

વહાલો રમે છે મારો બાલુડે વેશ—ર
બાલુડે વેશ માથે શોભે છે કેશ....વહાલો
અખિલ બ્રહ્માંડના કરતા અખંડિત
નાથ કરે છે લીલા નંદજીને નેશ....વહાલો
રસિયા પ્રીતમને ગોપી તેડી રમાડે—ર
જેના મહિમાનો પાર પામે ન શેષ....વહાલો
દેખી પંખીને મારો શ્યામ ડરે છે—ર
ધ્યાન ધરે છે જેનું શીવજી હંમેશ....વહાલો
બ્રહ્માનંદનો પ્યારો જીવન હમારો—ર
લાલ આંખડલીમાં રાખીને લેશ....વહાલો

**ભજન**

પારણીએ જગતારણીએ,
પોઢે વ્હાલો મારો પારણીએ
વ્રજનારી સહુ જોવાને કાજે,
ઉભી જશોદાને બારણીએ....પોઢે

બહુ નામી બાળક થઇ ખેલે,
કંસ પછાડયાને કારણીએ....પોઢે
ઝાઝા હેતે માતા હરિને ઝુલાવે,
હૈયું રાખી એક ધારણીએ....પોઢે
બ્રહ્માનંદના નાથની ઉપર,
વારે વારે જાય વારણીએ....પોઢે

**ભજન**

પોઢે પારણીએ સંતોના શ્યામ–૨
સંતોના શ્યામ દોહલી વેલાના દામ....પોઢે
મુખડું વ્હાલાનું જોવા આવે જોગેશ્વર–૨
અરજ કરે છે આજ નંદજીને ધામ....પોઢે
વારા ફેરી ઝુલાવે રસીયા પ્રીતમને–૨
ગોપી મેલીને આજ ઘરના રે કામ....પોઢે
કાલું બોલે છે વ્હાલો મનડાંને હરવા–૨
છાના રહે છે રોતા રાધાને નામ....પોઢે
બ્રહ્માનંદનો વ્હાલો જનમ સંગાથી–૨
વ્રજના વાસીને મળ્યું ઠરવાનું ઠામ....પોઢે

## શ્રાવણ વદી ૧૧

### અજા અથવા ગોપ એકાદશી

એક વખતે શ્રી કૃષ્ણ ભગવાન પ્રત્યે ધર્મરાજાએ શ્રાવણ માસના કૃષ્ણ પક્ષની એકાદશીનો મહીમા પુછતાં

ભગવાને કહ્યું કે આ એકાદશીનું નામ અજા એકાદશી છે એટલે કે વ્રત કરનારના દુઃખનો અંત આવે છે અને જન્મ ભર કરવાથી જન્મ મરણનો ફેરો મટે છે તેથી તેનું નામ અજા એકાદશી પડયું છે હરિશ્ચંદ્ર રાજા કે જેઓ સત્યને ખાતર રાજય ભ્રષ્ટ થઇ સ્ત્રી પુત્રનો પણ વીયોગ વેઠી રહ્યા હતા અપાર કષ્ટમાં પડેલા તેવે વખતે દયાળુ ગૌતમ મુની તેની પાસે આવ્યા અને તેના સર્વ દુઃખો જાણતાં તત્કાલ તેમાંથી મુકત થવા આ અજા એકાદશીનું વ્રત કરવાનો ઉપદેશ આપતા કહેવા લાગ્યા કે હે રાજન આ એકાદશીનું વ્રત કર કે જેથી સર્વ દુઃખોને તરી જઇ સુખનો ભોગી થઇશ જે મુજબ હરિશ્ચંદ્ર રાજા આચરવાથી તે વ્રતના પ્રભાવથી તુરત જ પત્નીનો સંયોગ, પુત્રનું સજીવન થવું અને રાજ્યની પ્રાપ્તી થઇ. આવી રીતે જે કોઇ આ વ્રત કરે છે તેના આ લોકમાં આવતાં અંતરાયો દુર થઇ પરલોકના માર્ગની સુલભતા બની શકે છે. ગોવાળીઆઓએ આજે મહાન ઓચ્છવ કર્યો હતો એટલે ગોવાળીઆ એકાદશી પણ કહેવામાં આવે છે.

### ભજન

વ્રત એકાદશીને તુલ્ય કોય ન કહાવે રે,
કરો કોટીક ગાયોનું દાન બરોબર નાવે રે....ટેક
એકાદશે ઇંદ્રીયો રે રાખીને નીયમમાંઇ
પ્રગટ પ્રભુ વીના મુખથી રે,
વૃથા વાણી ન બોલે કાંઇ....કોય

અડસઠ તીરથ કરવેરે, આવું ન સરે કાજ
એકાદશીને દીવસે રે મુને પ્રગટ મળ્યા મહારાજ....કોય
પ્યારી કરી પ્રબોધની રે, વ્હાલે આપ્યું વરદાન
આ વ્રતકેરે દીવસે રે, કરવું કેવળ જળનું પાન....કોય
હરિજનને નવ મુકવી રે એકાદશી કહે શ્યામ
ભુમાનંદ કહે પામશો રે, તમે જરૂર વૈકુંઠ ધામ—કોય

ભાદરવો માસ

**ભાદરવા સુદી ૪**

ગણેશ ચતુર્થી

**ભજન**

વિઘ્ન હરણ ગવરી કે નંદન
સમરૂં સદા સુખ દાઈ રે
જીસી સુમરણસે પાપ કટત હય (૨)
નીર્મળ હોય મતિ મોરી રે—વિઘ્ન
અવગુણ ભ્હોત ગુણ નાહિ એકે (૨)
માફ કરો ચુક મોરી રે—વિઘ્ન
નીર્મળદાસ સંતનકો સેવક (૨)
રાખો ચરણ મેં તોરી રે—વિઘ્ન

આજની ચોથને ગણપતિ ચોથ કહે છે. એક સમયે સદાશીવ તપ કરવા ગયા હતા પાર્વતીજી સ્નાન કરતા

હતા ઘરમાં કોઈ ન હતું માટે પાર્વતીજીએ પોતાના શરીરનો મેલ કાઢી એક મુરતી બનાવી અને પોતાના સતિત્વથી તે મુર્તિમાં પ્રાણ એટલે ચૈતન્યનુ આવાહન કરી તેને ચોકી કરવા બેસાડયા એટલામાં સદાશીવ બહારથી આવ્યા તેમને અંદર જતા અટકાવ્યા એટલે કોપાયમાન થઈ તેનું શીર ઉડાવી દીધું અંદર ગયા પાર્વતી એ કહ્યું કે તમને કોઇએ રોકયા નહિ તો કીધું કે મને રોકનારનું મેં માથું ઉડાવી દીધું આ સાંભળી પાર્વતીજી ખેદ પામ્યા અને કીધું કે તમે બહાર જઈ કોઇનું પણ મસ્તક લઈ આવી એને સજીવન કરો શંકર બહાર ગયા તો પ્રથમ નજરે એક હાથીનું માથું જોયું તે લાવી ચોંટાડી દીધું. એટલે ગણપતીને સુંઢ અને મોટો એક દાંત અને બીજી બાજુ દાંતની નાની ભીલી છે. ભાવીકો આજને દીવસે ગણપતિનું આવાહન કરે છે દશ દીવસ ખુબ ધામધુમથી ભજન પુજન આરતી કરે છે અને ચૌદશને દીવસે સમુદ્રમાં વીસર્જન કરે છે. સોળ વિદ્યા અને ચોસઠ કળાના જ્ઞાતા ગણપતિ દેવની ઉપાસના જે કોઈ ભાવપૂર્વક કરે તેમને તે દેવની કૃપાથી સદબુદ્ધિ સદવિદ્યા પ્રાપ્ત થાય છે.

**ભજન**

પહેલા સમરૂં ગીરીજાસુતને વિઘન લેજો કાપી રે
બીજે સમરૂં બ્રહ્મસુતાને વાણી નીરમળ આપી રે
....પહેલા
ત્રીજે સમરૂં સદગુરૂ દેવા પાવન કીધા પાપી રે
....પહેલા

ચોથે સમરૂં માત પીતાને સદબુદ્ધિ બહુ આપી રે
....પહેલા
પંચમ પુનીત પરમેશ્વરને મનુષ્યા દેહ રૂડી આપી રે
....પહેલા

ભજન

સીદ્ધિ બુદ્ધિના પતિ, સહાય થાઓ ગણુપતિ
આદી અંત એક છો, અખીલજગ્ત ભુપ છો;
સૌ દેવમાં અધીપતી, સહાય થાઓ ગણુપતિ.
સૌ દેવમાં પ્રથમ પુજાઓ, શુભ સમયે સહાય થાઓ;
મંદ છે મારી મતિ, સહાય થાઓ ગણુપતિ,
અધમને ઓધારનાર, વિઘ્ન ને સંહારનાર;
અકળ આપની ગતિ, સહાય થાઓ ગણુપતિ,
શરણુમા હું રંકબાળ, સ્નેહથી લ્યોને સંભાળ;
જ્ઞાન તો નથી રતિ, સ્હાય થાઓ ગણુપતિ,
જાણું નહિ છંદ વેદ, કાવ્ય ને વ્યાકરણુ ભેદ;
મુઢ છે મારી મતિ, સ્હાય થાઓ ગણુપતિ,

ભજન

ગજાનંદ સમરીએ હો દાતા
નમું ગરૂવા ગણુપતિ—૨
સુંઢાળાને સમરીએ હો દાતા
નમું ગરૂવા ગણુપતિ—ટેક

ગણુપતિનાથ પકડોને હાથ,
પ્રસન્નં હોય ઉમાપતિ—૨
દેવી દેવતા કરે સેવના–૨
કૃષ્ણુને કમળાપતિ—ગજાનંદ
દેખત ડરે નમસ્કાર કરે ને
મહાવીકરાળ મુર્તી—૨
ચાર ભુજા તારે ભલે બીરાજે—૨
શુદ્ધ બુદ્ધ દોનો સતી—ગજાનંદ
વાસુકી નાગ કરે કીલોલ,
સુક્ષ્મણા સુંઢ ઝુલતી (૨)
એકદંત સ્વામી દયાજવંતા (૨)
બહોત કરૂં વીનતી....ગજાનંદ
સેવાને પુજા રાત દીન હોત,
સ્વામી ધુપ ધ્યાન આરતી (૨)
દસમે દ્વારે ગોરખનાથ બોલ્યા (૨)
ઘટઘટમા ગણુપતિ—ગજાનંદ

ભાદરવા સુદી ૫

## ઋષિ પંચમી

ભાદ્રપદ માસની શુકલ પક્ષની પાંચમને રૂષિ પંચમી કહે છે, કેમ કે તે દીવસે સાત રૂષિઓ, કશ્યપ, અત્રિ ભરદ્વાજ, ગૌતમ, જમદગ્નિ, વિશ્વામિત્ર અને અરૂંધતી સહીત વસિષ્ઠનું પૂજન કરવાથી તથા વ્રત કરવાથી પાંચ પ્રકારના

પાપોમાંથી મુક્ત થવાય છે. તે દીવસે આ રૂષીઓની કથા સાંભળવી અને ભગવાનનું ભજન પુજન અને સંત સમાગમ કરી જીવનની સાર્થકતા કરવી.

આજ રૂષિ પંચમીના દીને શ્રીકૃષ્ણભજનાશ્રમના ભક્તોએ પોતાના સંત શ્રીકબુભાઇની આરસ પ્રતીમાની પ્રતીષ્ઠા કરી મહાન ધામધુમથી પ્રતીષ્ઠા મહોત્સવ ઉજવ્યો હતો અને દરેક રૂષી પંચમીએ આ ઓચ્છવ ધામધુમથી ઉજવાય છે. પ્રતિષ્ઠાના મહોત્સવ પ્રસંગે ગવાયેલા ભજનો.

### ભજન

ઉગ્યા ઉષાનુરાજ મંગળ પ્રભાતના (૨)
મંગળ સમીર રૂડો વાય રે
આજ મારે આનંદની રેલ છે—ઉગ્યા
મંગળ પ્રસંગ આજ મંગળ ચોઘડીયું (૨)
મંડળમાં દીવ્યતા જણાય રે—આજ મારે
ભાદરવા શુકલપક્ષ પંચમીના શુભ દીને (૨)
ગુરૂજીનો શુભ ગુરૂવાર રે—આજ મારે
ગરવા ગુરૂની આજ પ્રતીમા નીહાળતાં (૨)
ભક્તોના નેણ શીતળ થાય રે—આજ મારે
આઠ આઠ વરસોથી અંતરની ભાવના (૨)
પ્રભુની કૃપાએ પૂર્ણ થાય રે—આજ મારે
માનસના હંસસમા શોભે નવનીતભાઇ (૨)
ભાઇશ્રીના પુણ્યના પ્રભાવ રે—આજ મારે

એકજ આદેશ ગુરૂ શીષ્યના સંબંધનો (૨)
નાવરૂપ સંત એ કહેવાય રે—આજ મારે
કણુતર્યોને કંઇક તાર્યા ભવરોગીયા (૨)
નવનીતનો એજ જીવન ન્યાય રે—આજ મારે
દુનીયાના લોકની યાદી છે અલ્પકાળ (૨)
સંતના સંભારણા હંમેશ રે—આજ મારે
વીકસેલા પુષ્પવડે સંતને વધાવીએ (૨)
પાઠવીએ સત્યના સંદેશ રે—આજ મારે
લાખ લાખ વંદના એ સ્વર્ગતણા સંતને (૨)
યુગ યુગના સ્થાપ્યા એંધાણુ રે—આજ મારે
ગુરૂજીના ગુણમાં ગોવીંદ થયો ઘેલડો (૨)
પ્રતીદીન રહે એ પીછાણુ રે—આજ મારે

**ભજન**

ગાજે ગાજે એ આનંદ આજ મંગળ આજ (૨)
રાજે રાજે જ્યાં સંતના સમાજ મંગળ આજ—ગાજે
આજ અમૃતના મેહુલા વરસે વરસે (૨)
કંઇક ભાવભીના હૈડાઓ હર્ષે હર્ષે (૨)
છાજે છાજે સતસંગના સાજ મંગળ આજ—ગાજે
લાભ ચોઘડીયે લુંટવા લ્હાવો લ્હાવો (૨)
કોઇ ભાગ્યશાળી હોય તે આવો આવો (૨)
દેહસાર્થકનું કરવાને કાજ મંગળ આજ—ગાજે

ધર્મનીતીના ક્યારડા કરીએ કરીએ (૨)
સ્નેહસીંચનથી ક્યારડા ભરીએ ભરીએ (૨)
પ્રેમભક્તિની બાંધીએ પાજ મંગળ આજ—ગાજે
આજ ગુરૂજીના ગીતડાં ગાઇયે ગાઇયે (૨)
લાભ આવેલો કેમ જાવા દઇયે દઇયે (૨)
દેવ અંતરનો આપશે અવાજ મંગળ આજ—ગાજે
આજ મુરતી સદગુરૂજીની શોભે શોભે (૨)
દીવ્ય દર્શનથી દીલડા લોભે લોભે (૨)
મારા ગુરૂજી છે ગરીબ નિવાજ મંગળ આજ—ગાજે
દાસ ગોવીંદની અંજલી લેજો લેજો (૨)
અહોનીશ મારા અંતરમાં રહેજો રહેજો (૨)
સોંપ્યા! ગુરૂજીને જીવન જહાજ મંગળ આજ—ગાજે

ભજન

આવી ગયો આવી ગયો આવી ગયો રે,
સ્વર્ગે ગયેલ સંત આજ આવી ગયો રે—અમારો
હતો હંસાવતાર પ્રથમ વિશ્વ વિસ્તરી–૨
કબુતણા અવતારે પાંખ પ્રેમ પાથરી–૨
એ શાન્ત શીતળ છાંયમાં આનંદ થયો રે—અમારો
એ પાંખતણી કાંખમાં બ્રહ્માંડ બહુ ભર્યા–૨
નીહાળ્યું દીવ્ય દ્રષ્ટીએ નયન બહુ ઠર્યા–૨
નીરખી જીવન હીંડોળ સમાધીસ્થ થયો રે—અમારો

વ્યાપક છતાં વિભુએ મુર્તિમંત ત્યાં થયો–૨
કબુસ્વરૂપે સત્ય પ્રગટ પુર્ણ થઇ ગયો–૨
સમુદ્ર પ્રતિષ્ઠાનો રેલમછેલ થયો રે—અમારો
આરસની પ્રતીમાની પ્રતીષ્ઠામાં ડોલતો–૨
પ્રેમી પુછે જો પ્રશ્ન તો ત્યાં તુર્ત બોલતો–૨
એ મંત્રતણાતંત્રનો ૐકાર થયો રે—અમારો
એ ગેબીયોની ગેબી ધ્વની ગેબીઓ ગ્રહે–૨
મુર્તીતણા અવાજે મુર્તીમંતીયો ગ્રહે–૨
સ્થુળ બુદ્ધીના જીવોને ના પ્રકાશ થયો રે—અમારો
આગળ એના એંધાણ પ્રગટ બહુ હજુ થશે–૨
જુગ જુગના જુના જેગીઓ જરૂર ત્યાં જશે–૨
પુંજીરામ પ્રતીમા નીહાળી ન્યાલ થયો રે—અમારો

**ભજન**

આવ્યો હમારો સંત જગમાં–૨
પ્રગટયો પુર્ણ મહંત જગમાં—આવ્યો
ભવતારણ એ ભકત બનીને સ્વર્ગ વીષે જઇ આવ્યો–૨
મનુષ્ય મટીને દેવ બનીને–૨ અદભુત લ્હાણું લાવ્યો
ભકતતણો ભગવંત જગમાં—આવ્યો
કબુતણા તરતારણ દીવસો ટુંક સમયમાં આવ્યા–૨
દેશવિદેશ વીષે વ્યાપાક થઇ–૨ અમને અહીં બોલાવ્યા
નીરખ્યો એજ અનંત જગમાં—આવ્યો

શુકલભાદ્ર દ્વિસહસ્ત્ર પંચમી ગુરૂવારે ગુરૂ મળીયા—૨
નૌતમમુર્તી નજરે નીરખી—૨ તાપત્રીવીઘના ટળીયા
સગપણ બહુ બળવંત જગમાં—આવ્યો
નવનીતના નવનીત લ્હાણોથી નવનીત જીવન પામ્યા—૨
પુંજીરામના પ્રગટ કર્યું શ્રી—૨ જગમાં અવિચળ જામ્યા
અમી વર્ષન વરસંત જગમાં—આવ્યો

ભાદરવા સુદી ૮

## રાધાષ્ટમી

શ્રી કૃષ્ણચંદ્રની પ્રાણ વલ્લભા શ્રી રાધીકાજીને જન્મ આજને દીન હોવાથી તે રાધાષ્ટમી તરીકે ઉત્સર્વ પુર્વક ઉજવાય છે.

દાહરા

રાધા તું બડભાગીની કોન તપશ્ચર્યા કીન
તીન લોક તારણ તરણ સોતેરે આધીન
રાધા રાધા કયા કરો રાધા રસકી ધાર
રાધાકા સુખ ચાહીએ તેરે મનકુ માર

ભજન

શ્રી રાધે ગોપાલ ભજમન શ્રી રાધે—ટેક
શ્રી રાધે શ્રી રાધે શ્રી રાધે ગોપાલ ભજમન શ્રી રાધે
મોર મુકુટ શીર છત્ર બીરાજે—૨
ઉરવૈજન્તી માળ ભજમન શ્રી રાધે—શ્રી રાધે

યમુનાને નીરતીર ધેનુ ચરાવે–૨
બંસી બજાવે નંદલાલ ભજમન શ્રી રાધે—શ્રી રાધે
બાઇમીરાં કહે પ્રભુ ગીરધર નાગર–૨
ભક્તતણા પ્રતીપાલ ભજમન શ્રી રાધે—શ્રી રાધે

## ભાદરવા સુદી ૧૧

## પરિવર્તીની એકાદશી

એક વખતે ધર્મ રાજાએ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રને પુછયું કે હે પ્રભો, ભાદરવા માસની એકાદશીનું વ્રત તથા મહીમાં તથા નામ કહેવા કૃપા કરશો. જે ઉપરથી મુકુંદ એવા શ્રીકૃષ્ણે કહ્યું કે ધર્મ રાજા ભાદરવા માસની એકાદશીનું નામ પરિવર્તીની એકાદશી છે. જેના વ્રતથી તથા મહાત્મ્ય શ્રવણ કરવાથી પણ અનેક પાપોનો નાશ થઇ પુણ્ય ફલની પ્રાપ્તી થાય છે. આ એકાદશીના દીવસે ચાતુર્માસમાં શયન કરતા ભગવાન વિષ્ણુ પોતાના પડખાને ફેરવે છે તેથી આ એકાદશીનુ નામ પરિવર્તીની એકાદશી છે ભકત કવિ દયારામભાઇની જયંતી પણ આજ એકાદશીની છે. તેઓનો જન્મ ચાણોદમાં થયો હતો પણ પોતાને મોસાળ ડભોઇમાં જ તેઓ ઉછરીને મોટા થયા હતા. એક સમયે ચાણોદથી ડભોઇ જતા મહાત્મા શ્રી ઇચ્છારામજીનો સમાગમ થયો. ભટજીની દ્રષ્ટી તેમના ઉપર પડી પાસે બોલાવી ભગવદ્ ગુણ ગાવાનું કહેતા દયા-રામભાઇએ કેટલાક પદ ગાયા તે શ્રવણ કરી ભટ્ટજી પ્રસન્ન થયા અને આશીર્વાદ દેતા કહ્યું કે બીજો નરસૈયો થઈશ, અને વ્રજમાં જવા સુચના કીધી જેથી દયારામભાઈએ વ્રજનો

રસ્તો લીધો વ્રજમાં પ્રભુ પાસે પ્રેમ લક્ષણા ભકિતની માંગણી કરી અને તે પ્રાપ્ત થઇ. ભકત કવિ પોતે અગીયાર ભાષા જાણતા હતા. સંગીતનું જ્ઞાન સરસ હતું. પુષ્ટીમાર્ગની પ્રણાલીકા પ્રમાણે મરજાદ ધારણ કરી ભગવદ સેવા સમરણ કરતા. એમને ઘણા કાવ્યો, પદો રચી, ગરબા ગરબીઓ દ્વારા ગુજરાતને ગજાવી ભકિત રસનો સ્વાદ ચખાડી ભગવદ ગામી બનાવ્યા, એમનો શીષ્ય વર્ગ ડભોઈમાં છે તેઓનો દયારામ-ભાઇ પ્રત્યેનો પુજયભાવ પુષ્કળ છે દર વર્ષે ખુબ ધામધુમથી ભકત કવિ દયારામભાઇની જયંતી ઉજવે છે.

ભજન

હરિ જેવો તેવો હું દાસ તમારો,
કરૂણાસીંધુ ગ્રહો કર મારો—ટેક
સાંકડયાના સાથી શામળીયા,
બાબગડયાના બેલી-૨
શરણ પડયો ખળ અમિત કુકર્મી,
તદપી ન મુકો ઠેલી....હરિ
નીજજન જુઠાની જાતી લજ્જા,
રાખો છો શ્રી રણછોડ-૨
શુન્ય ભાગ્યને સફળ કરો છો,
પુરો બીરદ બળ કોડ....હરિ
અવળનું સવળ કરો સુંદીરવર,
જયારે જન જાય હારી-૨

અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન,
પ્રભુ દુઃખ દુષ્કૃત હારી....હરિ
વીનંતી વિના રક્ષક નીજજનના
દોષતણા ગુણ માનો–૨
સમરણ કરતાં સંકટ ટાળો,
ગણો ન મોટા નાનો....હરિ
વિકળ પરાધીન પીડા પ્રજાળો,
અંતરનું દુઃખ જાણો–૨
આરત બંધુ સહિષ્ણુ અભયકર,
અવગુણ ફિર નવ આણો....હરિ
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંતર,
દયા પ્રીતમ ગીરધારી–૨
શરણાગત વત્સલ શ્રીજી મારે,
મોટી છે ઓથ તમારી....હરિ

### ભજન

અતિ ઉત્તમ દીવસ આજ એકાદશી આવી રે,
હરિજનના હૈયામાં હરખ ઘણેરો લાવી રે–ટેક
કુસંગી હોય તે નવ કરે રે એકાદશી વ્રત સાર રે
સતસંગી છોડે નહિ રે, જેને પ્રભુ સંઘાતે પ્યાર
....એકાદશી

મોહનના મનમાં ગમે રે, આ વ્રતનો ઉપવાસ રે
બ્રહ્મચર્ય યુકત જે કરે રે, તેને રાખે પોતાની પાસ
....એકાદશી

આ વ્રત કરવું સહુને રે, અંતર લાવી ઉછાવ રે
કામાદિક પીડે નહિ રે, જેને પ્રગટ મળે છે માવ
....એકાદશી

એકાદશી અઘનાશીની રે કરે હરિના જન રે
ભૂમાનંદના નાથમાં રે સદા રાખી પોતાના મન
....એકાદશી

## ભાદરવા સુદી ૧૨

### વામન જયંતી

જેમણે વામનનું રૂપ ધારણ કરી, કપટ વડે બલીરાજાને કેદ કર્યો હતો, અને આ ત્રણ લોકને ત્રણ પગલાં વડે ભરી લીધા હતા. તે ત્રણ ચરણથી ત્રણ લોકને ભરનારા વામન રૂપ પરમાત્માને નમસ્કાર હો. ભાદરવા સુદી બારસ વામન દ્વાદશી અથવા વામન જયંતી કહેવાય છે. ભગવાન વીષ્ણુના મુખ્ય દશ અવતારો ગણતાં પાંચમો અને ચોવીસ અવતારો ગણતાં સતરમો અવતાર વામનજી રૂપે હતો. સમુદ્ર મંથન પછી અમૃત દેવોએ લીધું તેથી દેવો અને દાનવોનું યુદ્ધ થયું તેમાં દેવોએ દૈત્યોને માર્યા પણ ભૃગુવંશના બ્રાહ્મણોએ સંજીવની વીદ્યા વડે દૈત્યોને જીવતા કર્યા જેથી દૈત્યોનો રાજા અને પ્રહલાદનો પૌત્ર બલીરાજા તેમનો શીષ્ય થયો બલીરાજાએ ગુરૂ શુક્રાચાર્યના કહેવાથી ગંગાનદીને તીરે સો અશ્વમેધ યજ્ઞો

કરવા આરંભ કર્યો, આથી દેવો ભગવાન વિષ્ણુની પાસે આવ્યા. ભગવાને બધાને શાંત કરી કહ્યું કે માયા વડે માયાવીને જીતવો પડશે. અદીતી અને કશ્યપને ભગવાન વિષ્ણુનું વરદાન હતું કે હું તમારા ઘેર પુત્ર રૂપે અવતરીશ જેથી આ ભાદરવા સુદી બારસને દીવસે મધ્યાન્હ સમયે શ્રી હરિનો જન્મ થયો ભગવાન માતા પીતાના દેખતા વામન અથવા બટુક રૂપે થયા. બટુક રૂપે ભગવાન વામનજી ત્યાંથી બલીરાજા એ આરંભેલા યજ્ઞોમાં ગયા બલીરાજાએ પ્રસન્ન થઇ બેસવા માટે આસન આપ્યું પુજા કરી અને ઇચ્છામાં આવે તે માંગવાનું કહ્યું. ભગવાને બલીરાજાને કહ્યું કે જેના કુળમાં પ્રહલાદજી જેવા ભકતો અને વીરોચન જેવા વીર થયા છે તેના કુળમાં કૃપણુતા કયાંથી હોય ? હું ઘણી સંપત્તિ સાચવી શકું તેમ નથી ફકત ત્રણુ ડગલા પૃથ્વી જોઇએ છે તે આપો બલીરાજા આ સાંભળી હસ્યો અને બોલ્યો કે મહારાજ ત્રણુ ડગલા પૃથ્વી કરતાં વિષેશ માંગો ગુરૂ શુક્રાચાર્યે રાજાને ચેતવ્યો કે આ વિષ્ણુ પોતે છળ અને કપટ કરી માયા વડે તને જીતવા આવ્યા છે માટે માંગેલું આપ નહિ પણુ બલીરાજાએ કહ્યું જો વિષ્ણુ જ મારી પાસે યાચના કરવા આવ્યા હોય તો એના જેવું મારૂં વિશેષ કયું ભાગ્ય હોય ? એમ કહી સંકલ્પ વખતે બલીરાજાની સ્ત્રી વિન્ધ્યાવળી સોનાની ઝારીમાંથી પાણી લઇ રેડતા ભૃગુસુતનાળમાં પેઠો બલીએ સળી લઇને ખોતર્યું તો ભૃગુ સુતની એક આંખ ગઇ ભગવાને પોતાનું સ્વરૂપ અદભુત રીતે વધાર્યું ભગવાને એક પગલાથી પૃથ્વીને ભરી લીધી અને શરીર વડે અંતરીક્ષ અને

આકાશાદિ પુરી લીધાં અને ત્રીજું પગલું ભરવા માટે બલીને કહેતા બલીએ પોતાના મસ્તક ઉપર પગ મુકવા કહ્યું. આ પછી વામન રૂપે શ્રી ભગવાન બોલ્યા કે જેઓ અભિમાન રૂપી અકડાઈમાં કે ધનના મોહમાં પડતા નથી તેવા ભકતોને લક્ષ્મી આપું છું પણ જ્યારે તેમાં તેઓને મોહ થાય છે ત્યારે તેમનાં ઉપર અનુગ્રહ કરવા પાછી હરી લઉં છું. બલીરાજા પોતે વચન ભ્રષ્ટ થયો નથી તેથી એ મારા સ્થાનમાં રહેશે. હાલ પાતાળમાં દૈત્યો ઉપર રાજય કરતો રહે એવું સ્થાન આપું છું એમ કહી તેના મસ્તક ઉપર પગ મુકયો. અને જ્યારે ભગવાને વચન માંગવાનું કહ્યું.

શ્રી ભગવાન કહે છે કે હે બલીરાજા—

### ભજન

ચાહે માગલે રાજ ત્રીનુ પુરકો,
ચાહે માગલે તું વૈકુંઠ નીશાની;
પુત્ર સપુત્ર ચહાય ઇતને લે,
માંગલે જોબન રૂપ નીધાની;
ઇંદ્ર સીંહાસન દેઉં અભય,
ધર્મ રહે કી એહી જીયા જાની;
હસી કૃષ્ણ કહે બલી કે ધરમે,
અબ માંગનો હોય સો માંગલે રાણી
હોડીને ત્યાગ દીયો ધરણી કો,
ભોંયમાં પગ ધરે અબનાહી;

ચકહી ત્યાગ દીયો ઉઇ રેન કો,
પીયુતન હેરત શત્રુકી નાહી;
તુમ તો પ્રભુ ઐસો દાની હતો,
મમ દ્વારે કાહ પસારો બાંહી;
ચાહે લોટકે ગંગ પીછી તો બહે,
હમ એસે મંગનસે માંગત નાહિ.

ભજન

પ્રગટયા પ્રભુ વામન અવતાર
અદીતી આશ્રમમાં અલબેલા
શો અદભુત આકાર....પ્રગટયા
દેવ દુદુંભી વાગ્યા ડીમ ડીમ,
જય જય થયા ઉચ્ચાર....પ્રગટયા
સુરોસ્તવે બંદી બારદાવે,
થઇ રહ્યો થૈથૈકાર....પ્રગટયા
કુસુમ વૃષ્ટિથી કશ્યપ આશ્રમ,
છાઇ રહ્યો તે વાર....પ્રગટયા
સ્વર્ગ થયું ત્યાં સર્વે ભેળું
સેવવા નીજ સરકાર....પ્રગટયા
અદિતિ ઉરમાં આનંદ માય નહિ,
નીરખે વારંવાર....પ્રગટયા
સહુને દર્શન દઇને શ્રીવર,
થયા બટુક આકાર....પ્રગટયા

## ભજન

પ્રીતમ પ્રેમે પધારીયા રે,
અંતરમાં આનંદ મારા વ્હાલા
નીજ સ્વરૂપમાં બીરાજતા રે,
આજ ધર્યો અવતાર મારા વ્હાલા
ભકતોના ભવ દુઃખ ભાંગવારે,
દયા કરીને ધર્યો દેહ મારા વ્હાલા
માતા અદિતિને આંગણે રે
પ્રગટયા વામન ભગવાન મારા વ્હાલા
લક્ષ્મીપતિ ભીખ માંગવા રે
ઉભા બલીને દ્વાર મારા વ્હાલા
ગુરૂએ રાજાને ચેતાવીયો રે,
ચેતતો રહેજે રાજન મારા વ્હાલા
હું તો ચેતી ગયો કયારનો રે
સામે ઉભા છે ભગવાન મારા વ્હાલા
ત્રણ ડગલા પૃથ્વી લીધી રે,
બલી ચાંપ્યો પાતાળ મારા વ્હાલા

આજ વામન દ્વાદશીને દીને મુંબઈના મોટા મંદીરમાં મહાન ઓચ્છવ થાય છે કારણ આચાર્ય શ્રી ગોકુળનાથજી મહારાજનો જન્મોત્સવ આજનો છે. ભકતરાજ શ્રી જાદવજી મહારાજનો જન્મોત્સવ પણ આજનો જ છે. ભકતરાજ શ્રીના

જન્મ સંવત ૧૯૧૦ માં સુદામાંપુરી પોરબંદરમાં ગરિબ બ્રાહ્મણ માતા પિતાને ત્યાં થયેલો તેમના પિતાનું નામ પં. કેશવ અને માતાનું નામ પ્રેમ બાઇ હતું સંતોનું આગમન જગતને માટે હંમેશા કલ્યાણકારી હોય છે ગાયત્રી મંત્રનો સંસ્કાર ભકતરાજશ્રીને પિતાજી તરફથી થયેલો. પિતાનો વીયોગ નાની ઉંમરમાં થયેલો હોવાથી તેમના એક કાકા જેઓ મુંબાઇમાં રહેતા હતા તેઓએ ભકતરાજશ્રીને પોતાને ત્યાં તેડાવી લીધા અને લગ્ન કરાવ્યા કાકાએ વેપાર ધંધામાં ખુબ પૈસા પેદા કર્યા અને જેમ શ્રીમંતો ધનમદમાં રહે છે તેમ આ કાકા રહેવા લાગ્યા તે ભકતરાજશ્રીને ન ગમ્યું અને કાકાથી છૂટા પડયા. કાકાના ઘરમાંથી નીકળ્યા પછી ભકતરાજશ્રીને ઘણું ઘણું સહન કરવું પડયું જે બધું ધીરજથી સહન કર્યું. તેઓ માનતા કે જેમ જેમ વધુને વધુ કષ્ટ અને સંસારના દુઃખો પડે તેમ તેમ જગતનું મીથ્યાપણું અને અવીનાશી પ્રભુ પ્રત્યે અંતરમાંથી સાચો સ્નેહ જાગે નાશીકની પાંડવગુફામાં ભકતરાજશ્રીએ પોતાનો ઘણો સમય ગાળેલો એવામાં એમની માતાનું અવસાન થયું. જન્મથી જ વૈરાગ્યવૃત્તીવાળા સંતને સંસાર પર અણગમો ઉપજ્યો સ્થળે સ્થળે ભકિત ભજનનો બોધ આપતા સવંત ૧૯૫૫ માં ભકતરાજશ્રી નર નારાયણના મંદિરમાં પધાર્યા, ત્યાં નીવાસ સ્થાન રાખી મંદીરમાં જ સત સંગ મંડળ શરૂ કર્યું કે જે મંડળ અદ્યાપી ચાલુ જ છે. સ્ત્રી અને પુરૂષો ભકતરાજશ્રીના દીવ્ય ઉપદેશથી ખેંચાઇ હજારોની સંખ્યામાં ભાગ લેવા લાગ્યા. ચોરવાડના અમૃતલાલ સુંદરજી પઢીયાર ભકતરાજશ્રીના પ્રસંગમાં આવ્યા અને ભકતરાજ



ભક્તરાજ શ્રી જાદવજી મહારાજ

શ્રી સભામાં જે ઉપદેશો આપે તે લખવા શરૂ કર્યા અને પાછળથી જે સ્વર્ગના ઉત્તમ પુસ્તકોમાં પ્રસિદ્ધ થયા. આજ ૪૫ વરસે થયા મુંબાઇમાં કાલબાદેવીનો ભવ્ય લત્તો જે નારાયણના નામથી ગાજી રહેલ છે એ પ્રતાપ ભકતરાજશ્રી જાદવના છે.

## ભાદરવા સુદી ૧૪

## અનંત ચતુર્દશી અથવા આનંદ ચૌદશ

અનંતનું પુજન ખરી રીતે જોતાં ॐ કારનું જ પુજન છે. અનંત એ પરમેશ્વર છે અને સર્વ પદાર્થોનો નાશ થાય તો પણ આખરે જે કાંઈ શેષ રહે છે તે કાળરૂપી શેષનું ॐ કારનું આજના વ્રતમાં પુજન કરવામાં આવે છે જેથી વ્રતનું નામ અનંત ચતુર્દશી અથવા આનંદ ચૌદશ કહેવાય છે ચોથને દીવસે જે દેવ શ્રી ગણપતિનું આવાહન કરેલું તે દેવનું આજે વીસર્જન કરવામાં આવે છે, માટે આજનો દીવસ ગણપતિ વીસર્જનનો કહેવાય છે સંધ્યાકાળે ધામધુમથી શ્રી ગણેશને સમુદ્રમાં પધરાવવા ભાવિક ભકતો ભજન ધુન કરતાં કરતાં જાય છે.

### ભજન

જય ગણેશ જય ગણેશ જય ગણેશ દેવા—ટેક
ત્રિગુણાતીત રટત નીત્ય, રૂષીમુની ગણસનકાદિક (૨)
ધરત ધ્યાન ચરણચીત્ત, અલખ ઇષ્ટ એવા—જય
અજર અમર અકળ ઇશ, સર્વ દેવધરત શીષ (૨)
સકળ હૃદયના રહીશ, પ્રગટ સુર્ય જેવા—જય

બ્રહ્મા વિષ્ણુને મહેશ, નારદ શારદને સુરેશ (૨)
સહસ્ત્ર મુખ જપત શેષ, કરત સદા સેવા—જય
હે અરૂપ, સકળ ભૂપ, સત્ય સનાતન વેદ સ્વરૂપ (૨)
નીત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત, અકળ સ્વરૂપ એવા—જય
અજન્મ ઇશ સત્તાધીશ, વિશ્વવ્યાપી દશેદીશ (૨)
પુંજીરામ પ્રણમેશીષ, અલખ લ્હાણુ લેવા—જય

**ભજન**

સાચી પ્રીતી તે શ્યામ સાથે નીભાવજો,
ફરી તમે આવજો.
સુખના સંદેશા ફરી કોઇ સાથે કહાવજો,
ફરી તમે આવજો.
રસના રૂપાળીને રામ રટાવજો,
ફરી તમે આવજો.
મનથી મોહનસંગ મોરચો મચાવજો,
ફરી તમે આવજો.
રાધાના સ્વામી સંગે રાસ રચાવજો,
ફરી તમે આવજો.
ગીરધર ગોવીંદ ગાઇ ગામને ગજાવજો,
ફરી તમે આવજો.
જ્યોતી સ્વરૂપ જાપ જીભે જપાવજો,
ફરી તમે આવજો.

હૈયામાં હરિનામ હીરલો જડાવજો,
ફરી તમે આવજો.
રામરંગથી રંગેલ અમને રંગાવજો,
ફરી તમે આવજો.
બ્રહ્માનંદ ભોગી તમે ભક્તિ વધારજો,
ફરી તમે આવજો.

ભાદરવા સુદી ૧૫ થી વદી ૦))

ભાદરવા વદનું આખું પખવાડીયું પિતૃપક્ષ એટલે શ્રાધીયા કહેવાય છે. તેમાં મા, બાપ, કાકા, કાકી, દાદા કે દાદી વીગેરે જે સગા જે તીથીએ મરણ પામ્યા હોય તે દીવસે તેમનું પીંડદાન તથા જલ તર્પણ સાથે શ્રાદ્ધ કરવામાં આવે છે. આષાડી પુનેમથી અઢી માહીના સુધી પિતૃઓ કલેશ પામી તરસ્યા થાય છે. અને તેથી આ પક્ષમાં સૂર્ય નારાયણ કન્યા રાશી ઉપર આવતાં જળ તર્પણથી તથા શ્રાદ્ધ કરવાથી તેઓને તૃપ્ત કરી શકાય છે વંશના વારસ તેમ ન કરે તો પિતૃઓ શ્રાપ આપી અતૃપ્ત રહી પાછા ફરે છે આથી કરીને ભાદરવા મહીનાનો કૃષ્ણ પક્ષ પિતૃ કાર્ય માટે યોગ્ય હોવાથી તે પિતૃ પક્ષ કે મહાલય પક્ષ કે શ્રાદ્ધ પક્ષ તરીકે ઓળખાય છે ભાદરવા વદીમાં શ્રાદ્ધ કરવાનો પ્રચાર એટલા માટે છે કે જે પક્ષમાં ચંદ્રમાં ક્ષીણ થાય છે તે પક્ષને પિતૃ પક્ષ કહે છે આ પક્ષમાં મરનારની જેતીથી હોય તે દીવસે શ્રાદ્ધ કરવાથી એક વરસ દરમ્યાન પિતૃઓ તૃપ્ત રહે છે. કન્યા સંક્રાતીમાં અને તુલા સંક્રાતીમાં સૂર્ય નારાયણ જયાં લગી રહે છે ત્યાં

સુધી પિતૃ લોકમાં કોઇ હોતું નથી, અર્થાત પિતૃલોક નિવાસી જીવો શ્રાદ્ધની અપેક્ષાએ પોતાના મરણ સ્થાન તરફ ભટકયા કરે છે તેથી નીયત કરેલા કાળમાં મહાલય શ્રાદ્ધ પ્રત્યેક ભાવિકોએ કરવું તે પોતાને માટે ફળદાયક છે કારણ કે પિતૃઓ સતુંષ્ટ થવાથી આશિર્વાદ આપી જાય છે.

ધુન

મમતા મારી મારજો ત્રીકમ અમને તારજો
પિતૃને ઉદ્ધારજો હો મમતા મારી મારજો

ભજન

મહાપદ લાધ્યું રે જેને, બીજા સાધન ન રહ્યા તેને
સહજ સમાધી રે લાગી,
અનુભવ જ્યોત નીરંતર જાગી.
અનહદ વાજા રે વાજે,
પરણુવ અરણુવ લહેરે ગાજે.
ગંગા જુમના રે વહે છે,
તરવેણીમાં તાલ મળે છે.
જન ત્યાં આવે રે ઝાઝા,
ત્યાં છે સકળ તીરથનો રાજા.
દેવમુનીનો રે મેળો,
ભાવીક સંઘ થાય છે ભેળો.
અક્ષય વટ છે રે એમાં,
વીશ્વ પતિનો વાસો તેમાં.

તે તીરથમાં રે ન્હાશે,
કાગ મટીને હંસજ થાશે.
પિંડજ તેમાં રે ધરશે,
એકોતેર સતકુળ તો તરશે.
નિર્મળ થાશે રે કાયા,
પ્રેમ પ્રયાગ વિષે જે ન્હાયા.
સત પુરૂષોની રે સંગે,
છોટમ ન્હાયો પરમ ઉમંગે.

શ્રી રણછોડરાયકી જય

દુવારકાથી પ્રભુ આવીયા રે,
ડાકોરમાં રણછોડ મારા વ્હાલા—ટેક
વાવી છે તુલસી હાથમાં રે (૨)
દ્વારીકા પુજ્યા અવિનાશ મારા વ્હાલા—દુવારકાથી
પ્રભુ પ્રસન્ન થઇ બોલીયા રે (૨)
આવીશ તારે ગામ મારા વ્હાલા—દુવારકાથી
ગાડે ચઢીને ઘેર આવીયા રે (૨)
ભકતનું ભાંગ્યું દુઃખ મારા વ્હાલા—દુવારકાથી
ગુગળી તો ગોતવા આવીયા રે (૨)
શોધી વળ્યા ડાકોર ધામ મારા વ્હાલા—દુવારકાથી
ગોમતીમાં ભાલા મારીઆ રે (૨)
ચાલી રૂધીરની ધાર મારા વ્હાલા—દુવારકાથી

પ્રભુ તોળાયા ત્રાજવે રે (૨)
વજન થયું સવા વાલ મારા વ્હાલા–દુવારકાથી
ભક્ત બોડાણાને ભાવીયા રે (૨)
ભક્તિને વશ ભગવાન મારા વ્હાલા–દુવારકાથી
રણછોડરાયને વીનવું રે (૨)
રાખો ચરણની પાસ મારા વ્હાલા–દુવારકાથી

ભાદરવા વદી ૧૧

## ઇંદીરા એકાદશી

ધર્મ રાજા, મધુસુદન એવા ભગવાનને પુછે છે કેહે ભગવન ભાદરવા માસના કૃષ્ણ પક્ષની એકાદશીનું નામ તથા મહીમા વીસ્તાર પુર્વક કહેવાની કૃપા કરો જે ઉપરથી શ્રી ભગવાન કહેતા હુતા કે હે ધર્મરાજ આ એકાદશીનું નામ ઇંદીરા એકાદશી છે તેની હું કથા કહું છું તે શ્રવણ કરો કે જેના ઉપરથી તેનો મહિમા જણાશે પુર્વે સત્યયુગમાં મહા પરાક્રમી ઇંદ્રસેન નામનો રાજા માહીષ્મતિ નગરીમાં મહાધર્મ પૂર્વક રાજય કરતો હુતો એક દીવસે પોતાની સભા ભરી તે રાજા બેઠો હતો તેવામાં દેવર્ષી નારદજી આકાશ માર્ગે ત્યાં આવી પહોંચ્યા રાજાએ નારદજીની પુજા કરી અને આગમનનું કારણ પુછયું જે ઉપરથી નારદજી કહેવા લાગ્યા કે હે રાજન હું બ્રહ્માલોકમાંથી યમલોકમાં ગયો હતો ત્યાં યમરાજાની સભામાં તમારા પીતાને દીઠા જેઓ સત્ય નીષ્ઠાવાળા, ધર્મશીલ હોવા છતાં વ્રતાદિમાં વાસનાવાળા હોય તેઓને યમલોકમાં રહેવું પડે છે. તેઓ જો કે ત્યાં

સન્માનીત હતા છતાં વ્રતાદિકના દોષને લીધે ઘણા પ્રશ્ચાતાપવાળા દેખાતા હતા તેણે મારાં સાથે સંદેશો કહેવરાવ્યો છે તે ત્હને કહું છુ તે સાંભળ તેણે કહ્યું કે માહિષ્મતિ નગરીનો રાજા ઈંદ્રસેન છે તે મારો પુત્ર થાય છે તે જો ઇંદીરા એકાદશીનું વ્રત કરી મને અર્પણ કરે તો જન્માંતરમાં અધુરૂં રહેલ પુણ્ય કર્મમાંથી મુકત થઈ સ્વર્ગને પામું આ ઉપરથી હે રાજા તારે તારા પીતાને ત્યાંથી મુકત કરવા હોય અને સ્વર્ગે પહોંચાડવા હોય તો ઇંદીરા એકાદશીનું વ્રત કર. ઈંદ્રસેન રાજાએ વિધી પુર્વક આ એકાદશીનું વ્રત કર્યું અને પિતાને પુણ્ય આપ્યું જેથી તે સ્વર્ગને પામ્યો. અને પુષ્પની વૃષ્ટી થઈ રાજા ઘણા કાળ સુધી સુખ પૂર્વક રાજ્ય ભોગવી પિતૃ આશીર્વાદથી સ્વર્ગને પામ્યો.

**ભજન**

આજે એકાદશી પ્રેમથી કરીએ (૨)
કાંઇ ધ્યાન ધરણીધરનું ધરીએ—આજ
પવીત્ર દીવસ ઉગ્યો છે આજનો (૨)
જઇ મંદીર દર્શન કરીએ—આજ
મહીમા સુણવા સતસંગ કરીએ (૨)
અનુભવ અંતરમાં ધરીએ—આજ
જન્મોજનમના પાપો પ્રજળે (૨)
ઉત્તમ એ વ્રત આદરીએ—આજ
વાટે ને ઘાટે ચોરે ને ચોટે (૨)
જય રામ જય રામ ઉચરીએ—આજ

વશ કરવા એ વનમાળીને (૨)
લાજ લોકોની નવ ધરીએ—આજ
લાવીને આંખમાં પ્રેમના આંસુ (૨)
રળી રળીને રણછોડ રટીએ—આજ

## આસો માસ

### આસો સુદી ૧ થી ૯

વરસમાં માતાનો શક્તિનો માસ તે આસો માસ ચાલુ રૂઢી મુજબ ચૈત્ર અને આસો માસના શરૂઆતના નવ દીવસો તે નવરાત્રના કહેવાય છે. નવરાત્ર એ શૌર્ય ઉપજાવનારા દીવસો છે. જે જગદંબાએ લંપટોને દંડવા દુષ્ટોનો દાટ વાળવા અને આસુરી ભાવનાવાળાનું નીકંદન કરવા વારંવાર અવતાર લઇ પોતાના ભકતોનું રક્ષણ કરવા શક્તિ દર્શાવી પોતે હથીયાર સજી તૈયાર થયા દૈવી સંપત્તવાળાનુ રક્ષણ કર્યું ત્યારથી આ નવરાત્રના ઉત્સવો શરૂ થયા શિવ પત્નીએ મહાકાળીનું રૂપ ધરી આ દીવસોમાં મહીષાસુર આદી અસુરોનો સંહાર કર્યો હતો, વળી ચંડીકાએ જયારે યુદ્ધ કર્યું ત્યારે બ્રહ્માની શકિત બ્રહ્માણી, મહાદેવની શકિત મહેશ્વરી, વિષ્ણુની વૈષ્ણવી, ઇંદ્રની ઇંદ્રાણી આદી સર્વ દેવની શકિતઓ પોત પોતાના શરીરમાંથી નીકળી ચંડીકાની મદદે આવી અસુરોનો સંહાર કરી સદ્ધર્મની રક્ષા કરી હતી. નવરાત્રના ઉત્સવોને અંતે હવન થવાથી તેની પરીપૂર્ણતા લેખાય છે આશ્વિન સુદી આઠેમ એ મહાઅષ્ટમી કહેવાય છે. અને આ અષ્ટમીએ હોમ થાય છે. તેથી તે હવનની આઠમ કહેવાય છે.

**ભજન**

આવો આવોને રમીએ રાસ રે અંબીકા અલબેલી
શુભ નવરાત્રિ આસો માસ રે અંબીકા અલબેલી
લાવો લાવો સૌ દેવીઓ સંગાથ રે અંબીકા અલબેલી
અમે જોઇએ તમારી વાટ રે અંબીકા અલબેલી
પુરો પુરો ને મનની હામ રે અંબીકા અલબેલી
આશા પુરા ધરાવો છો નામ રે અંબીકા અલબેલી
કરો કરો ને ભકતોના કાજ રે અંબીકા અલબેલી
દઇ દર્શન દયાલી આજ રે અંબીકા અલબેલી

**ભજન**

અમને તો રાસ રમાડો મા, નવ દિન નવરાત્રિ આવી
ત્રિભુવનમાં વેણુ વગાડો મા, નવ દિન નવરાત્રિ આવી
અમ હૃદયે જ્યોત જગાડો મા, નવ દિન નવરાત્રિ આવી
ગીતે બ્રહ્માંડ ગજાડો મા, નવ દિન નવરાત્રિ આવી
ભકિતમાં લગન લગાડો મા, નવ દિન નવરાત્રિ આવી
પટ જીવનના ઉઘાડો મા, નવ દિન નવરાત્રિ આવી
ભાવટ ભવ ભવની ભગાડો મા, નવ દિન નવરાત્રિ આવી
તમ દર્શન દિવ્ય પમાડો મા, નવ દિન નવરાત્રિ આવી

**ભજન**

દેવી આજ દર્શન દયોને દયાળી
શોભે રૂડી નોરતાની રાત રઢીયાળી–ટેક

ખેલે આવી અંબા ને બહુચરા બાળી–૨
દુર્ગા ભવાની ને ચંડીકાકાળી—દેવી
લેતી મળી ચોસઠ જોગણીઓ તાળી––૨
દીસે છે દેવી બધી મહા બળવાળી—દેવી
આવી શુભ આસોની બીજ અજવાળી–૨
ગરબે ઘુમે છે મળી ગોરી ને કાળી—દેવી
રાસ રમે ને લેતાં આનંદે તાળી–૨
રહ્યા સૌ દેવો ને દેવીઓ ભાળી—દેવી

**ભજન**

રંગમાં રંગમાં રંગમાં રે,
મારી અંબાજી ખેલે રંગમાં
નવ દહાડા નવ રાત્રિ ખેલે,
શોભા બની છે માના સંગમાં રે....મારી
અંબાબાળી લેકર તાળી,
થૈથૈકાર થાય અંગમાં રે....મારી
ચોસઠ જોગણીના જુથમાં મળીને,
ગાય છે ગરબો આનંદમાંરે....મારી
વલ્લભ કહે માને ભાવે જે ભજશે,
તે તો ન્હાયો જઈ ગંગમાં રે....મારી

**ભજન**

આવજો આવજો આવજો રે, અમે રાસ રચ્યો છે સૌ
આવજો

નવરાત્રિ રાસ અમે માંડયા છે આજે–૨
રૂડી રાતલડી અજવાળી રાજે–૨
રે તમે હૈયાના ભારને ઉતારજો રે....અમે રાસ
ભકતોને આંગણે સ્વર્ગ ઉતારશું–૨
દેવ દેવીઓને રાસ રમવા બોલાવશું–૨
રે અંબા બહુચરા ને કાલિકા તેડાવશું રે....અમે રાસ
અંબાની આશીષ ને દુર્ગાની દયા–૨
લક્ષ્મીની લ્હેર ને કાળીની કૃપા–૨
રે તમને જોઇએ તો વહેલા પધારજો રે....અમે રાસ
દિલના નૈવેધ ને હૈયાના હોમ છે–૨
ચિત્તના ચંદન તણી પુજાનાં નેમ છે-૨
રે ભકતો ભકિતના જળ ભરી લાવજો રે....અમે રાસ
માતાના રાસ અને શકિતના ગાણા–૨
ગાવાને ભકતો આ આવ્યા છે ટાણા–૨
રે ભકિતગાન ગાઇ માને રીઝાવજો રે....અમે રાસ
દેવીઓ ને જોગણીઓ જાતે પધારશે–૨
ભકતોને આંગણે રાસ રચાવશે–૨
રે તમે આવ્યા અવસરને વધાવજો રે....અમે રાસ

આસો સુદી ૪

બીલખા આનંદાશ્રમના અધિષ્ઠાતા શ્રી નથુરામ શર્માજીની જયંતી આ ચોથની છે. તેઓશ્રીનો જન્મ કાઠીયાવાડ લીંબડીના એક ગામ મોજીદડમાં થયો હતો પિતાનું નામ

હતું પિતાંબરજી અને માતાનું નામ હતુ નંદુબા પ્રથમ તેઓ શિક્ષક થઇ બાળકોને ભણાવવાની શાળામાં રહ્યા પણ પછી વેદાંતના ઉપદેશક તરીકે જીવન વ્યતીત કર્યું તેમનું જીવન આનંદાશ્રમ બીલખા તરફથી પ્રગટ થયું છે તેમના ગધ્ય અને પધ્યના પુસ્તકો પણ એ આશ્રમમાંથી મળે છે. મોજીદડમાં પ્રગટયા છતાં મોજીદડનાજ તેઓશ્રી ન હતા મુખ્યત્વે તેઓશ્રીએ બીલખા આનંદાશ્રમમાંજ નીવાસ કર્યો હતો છતાં એ સ્થાન માટે જ તેઓશ્રી જીવ્યા ન હતા કાઠીયાવાડ, કચ્છ અને ગુજરાતમાં જ મોટે ભાગે તેઓ શ્રી ધર્મ પ્રચાર માટે વીચર્યા હતા. તેઓશ્રીનું જીવન આખા જગત માટે હતું અને સમસ્ત માનવ જાત માટે જ તેઓ શ્રી જ્ઞાન સંદેશ મુકતા ગયા છે. તેઓશ્રીની જયંતી આનંદાશ્રમ મુમુક્ષુ મંડળના મુંબાઇના ભકતો ધામધુમથી ઉજવે છે.

## આસો સુદી ૧૦

## દશેરા અથવા વિજયા દશમી

નવરાત્રનો દશમો દીવસ જેનું નામ દશેરા છે તે દીવસે અનેક શુર અને વીર વ્યકિતઓએ વિજય મેળવેલ હોવાથી, તથા વિજય પ્રાપ્ત કરવાનું મુહુર્ત તેજ દીવસે આવતું હોવાથી વિજયા દશમી નામ પડયું છે. દેવી દુર્ગાએ મહીષાસુરનો વધ કરી જય મેળવ્યો તે આજેજ શ્રી રામચંદ્રજીએ રાવણ ઉપર વીજય મેળવવા ચડાઇ કરવા કિષ્કિંધાથી પ્રયાણ કર્યું તે પણ આ વિજયાદસમીના શુભ દીવસે જ બુદ્ધ ભગવાનનો જન્મ પણ આજના દીવસે જ થયો હતો અને મારનામના

રાક્ષસ ઉપર જય મેળવ્યો તે આજેજ શ્રી કૃષ્ણ ભજનાશ્રમના ભકતો આજનો દીવસ ધામધુમથી ઉજવે છે કારણ કે સત સંગ મંડળ તેમજ ભજનાશ્રમમાં ભજનની શરૂઆત ૧૯૬૮ ના વીજ્યાદશમીને દીવસે થઇ હતી.

ધુન

મંગળમય પ્રભુજીનું નામ અભય અભય
પાવન શ્રી પ્રભુજીનું નામ વિજય વિજય
છે નીત્ય ઉત્સવ સદા તે ઘેર;
વળી લક્ષ્મીના તેને લીલા લ્હેર.
સદાય મંગળ દશા તેની ઠરી છે;
જેને હૃદય મંગળમય હરિ છે.
તેનેજ છે લાભ સર્વ સ્થળે અપાર;
તેનો છે જ્યાં જાય ત્યાં જય જયકાર.
કેમજ પરાજય દીસે તે કોઇ ઠામ;
નીલકમળ જેવા જેને હૃદયે છે શ્યામ.

આસો સુદી ૧૧

## પાશાકુંશા એકાદશી

આજની એકાદશી પાશાકુંશા એકાદશી કહેવાય છે. એક વખતે ધર્મ રાજાએ ભગવાન શ્રી કૃષ્ણચંદ્રને આજની એકાદશીનું મહાત્મય પૂછતાં ભગવાને કહ્યું હતું કે હે ધર્મરાજા આજની એકાદશીનું નામ પાશાકુંશા કહેવાય છે. વ્રત કરનારના સર્વ પાપોને પાશથી બાંધી લઈ અકુંશથી પરાસ્ત કરે છે;

અર્થાત આજનું વ્રત કરવાથી સર્વ પાપોનો ક્ષય કરનારી આ એકાદશી છે આજે પદ્મનાભ ભગવાનનું પુજન કરવું જેથી સર્વ મનોરથ સફળ થાય છે. તીર્થોની યાત્રા કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય તે પુણ્ય આ વ્રતના પ્રભાવથી થાય છે જે મનુષ્ય વૈષ્ણવ થઇ શીવની નીંદા કરે અને શૈવ થઈ વીષ્ણુની નીંદા કરે તેને જેટલું પાપ થાય તેટલું પાપ આ એકાદશીનું વ્રત શકિત છતાં ન કરે તેને થાય છે કલિયુગમાં એકદશીના જેવું પવિત્ર અન્ય વ્રત નથી કાશીક્ષેત્ર, પુષ્કરજી પ્રયાગરાજ ગંગાજી અને કુરૂક્ષેત્ર આદિ પવિત્ર સ્થાનોમાં જવાથી જે પુણ્યની પ્રાપ્તી થાય છે. તેથી અધીક પુણ્ય પ્રાપ્તી આ એકાદશીના વ્રતથી છે. એકાદશીનું વિધીવત વ્રત કરનાર માતૃકુળ અને પિતૃકુળનો ઉદ્ધાર કરી શકે છે. આ પાશાકુંશા એકાદશીનું વ્રત ઉપર મુજબ આચરવાથી પાપ મુકત થઇ હરિને પ્રસન્ન કરી શકે છે.

### ભજન

એકાદશી થઇ એ વાત સર્વ જાણો રે,
એના વ્રતકેરી રીતભાત ઉરમાં આણો રે–ટેક
સુતા જોઇને શ્યામને રે લડવાની કરી હામ,
નાડીજંઘનો દીકરો રે આવ્યો મુરદાનવ એનું નામ
....સર્વે

ઇંદ્રિય એકાદશ શ્યામના રે તેનું જે કાંઈ તેજ,
તેમાંથી પ્રગટી પ્રમદા રે, દેખી વરવા ઇચ્છયો એજ
તે સંગે બોલી સુંદરી રે યુદ્ધ કરી મુને જીત,

ત્યારે વરૂં હું તુજને રે એમ કહી દેખાડી રીત
....સર્વે

કન્યાની સંગ લડવા રે આવ્યો એ અસુર,
ભુમાનંદ કહે ખડગે રે, એનું શીર છેદી નાખ્યું દુર
....સર્વે

## આસો સુદી ૧૫

## શરદ પુર્ણિમા

આશ્વિન માસની પુર્ણિમા શરદ પુનેમ એ નામથી પ્રસિદ્ધ છે, તેને કૌમુદી પુર્ણિમા એટલે પુર્ણ ચંદ્રના પ્રકાશવાળી પુનેમ પણ કહે છે. આજને દીવસે સ્વાતિ નક્ષત્રમાં પડતા વરસાદના બીંદુના ટીપા દરીઆમાં જે છીપોના મુખો ઉઘાડા હોય તેમાં પડે તો તેના મોતી બને છે આજ શરદ પુનમ શ્રીકૃષ્ણચંદ્રે આજની રાત વૃંદ્રાવનમાં છ મહીના જેટલી લાંબી કરી વ્રજની ગોપી સંગે રાસોત્સવ કર્યો હતો. આ રાસોત્સવનું વર્ણન આપણે કૃષ્ણજયંતીમાં કર્યું છે.

### ભજન

આવી રૂડી શરદ પુનેમની રાતકે,
રાસ રમાડજો રે લોલ
અમને રાસ રમ્યાના કોડકે,
રાસ રમાડજો રે લોલ
આવી રૂડી ગોકુલની વ્રજનારકે,
વેગે બોલાવજો રે લોલ

લેવા તારા મુખડાનો આનંદકે,
અમે અહીં આવીયા રે લોલ
રૂડો લાગે બંસીબટનો ચોકકે,
શોભા અતિ ઘણી રે લોલ
રૂડા રૂડા યમુનાજીના નીરકે,
ટટ રળીઆમણા રે લોલ
મળીયો વ્રજવનિતાનો સાથકે,
તાળી દે હાથસું રે લોલ
વહાલા મારા વૃંદ્રાવનને ચોકકે,
વેગે વહેલા આવજો રે લોલ
ગોપી કાનસું ભીડે બાથકે,
કોમળ હાથસું રે લોલ
ફરતી ગાન કરે વૃજનારકે,
વચ્ચે મારો વાલમો રે લોલ
જોવા દોડયા ચૌદ ભુવનના લોકકે,
શીવ ત્યાં આવીયા રે લોલ
રૂડારૂડા પારિજાતકના પુષ્પકે,
પ્રભુને વધાવીયા રે લોલ
બ્રહ્મા શીવ ધરે જેનું ધ્યાનકે,
પાર પામે નહિ રે લોલ
નાચે નાચે નરસૈયો મુખ જોઇકે,
લીલા મારા નાથની રે લોલ

**ભજન**

ઓરા આવો તો કહું વાતડી,
કાન ઓરા આવો તો કહું વાતડી
શરદ પુનમની આ રાતડી—કાન ઓરા
શરદ દરશદે અર્થ એ સાચો (૨)
વાટ જોઉ દીન રાતડી—કાન ઓરા
વાંસળી સુણીને મન મોહ્યું મારૂં (૨)
ખીલી હૃદય કમળની આ પાંખડી—કાન ઓરા
ગોકુળ ઢુંઢી વૃંદ્રાવન ઢુંઢી (૨)
જોઇ વળી જુમનાજીની ઘાટડી—કાન ઓરા
આવી આવીને વળી શાના સંતાપો (૨)
વીતી જાશે રઢીયાળી રાતડી—કાન ઓરા
નહિ આવો તો શ્યામ મારા શમ છે (૨)
જુરી જુરી જાશે મારી જાતડી—કાન ઓરા
નણદી નીહારસે તો બંધવો બોલાવસે (૨)
સાસુજી ઉતારે મારી ચામડી—કાન ઓરા
રાધાજીના સ્વામી તમે કૃષ્ણ સોહામણા (૨)
તમને જોઇને ઠરી આંખડી—કાન ઓરા

**ભજન**

વાંસલડી વાગેને મારા મન હરે,
દીલડાની કયાં કહેવી જઇને વાત જો

આ વ્રજ વનિતા તો વ્યાકુળ મનમાં થઇ ઘણી,
ભાન ભુલીને વનમાં દોડી જાય જો
આંખલડીને ચાળો કાને બહુ કર્યો—ટેક
વૃજમાં ગોપી વિવ્હલ થઇ વીયોગથી,
કાનુડો તો બંસીમહીં શુલતાન જો
ચંદ્ર ચડયો સોળે કળાએ આભમાં,
મનોહારીણી શરદ પુનેમની રાત જો—આંખલડીને
રસમય બંસી ગુંજે ઘેરા નાદથી,
શારમણીય રસોથકી ઉભરાય જો
ખીલ્યા સર્વે મુખડા પ્રેમાવેશથી,
મંદ પવનશો હૃદય ઠારતાં વાય જો—આંખલડીને
રાસે રમવા બંસી બોલાવી રહી,
ગોપીગણ સૌ વિવ્હલ થઇ ખેંચાય જો
વૃંદ્રાવનમાં રાસ હરિએ માંડીયો,
ગોપી ઘેલી થઇને રમવા જાય જો—આંખલડીને
ધારા રસની બંસીમહી વરસી રહી,
હૈયારસ સાગરમાં ડુબકા ખાય જો
મંદ હસી કાનુડો ગોપી દીલ હરે,
શા અગમ્ય જ્ઞાનો હાસ્યમહી દેખાય જો—આંખલડીને
વંદન હો હે કૃષ્ણ કનૈયા તુજને,
રસનો સાગર અમ અંતર છલકાય જો

દેવો સઘળા રાસક્રીડા નીરખી રહ્યા,
ચાંદલીઓ પણ થંભી ગયો આકાશ જો—આંખલડીનો
ધન્ય પળો એ વૃંદ્રાવનની આહતી,
પ્રેમલક્ષણા ભક્તિનું એ મુળ જો
રાસ રમાડયા હરિએ સહુને સ્નેહથી,
તે પ્રભુ કરજો નીર્મલ સૌના ચીત્ત જો—આંખલડીનો
પ્રભુ ચરણે નમી નમીને પ્રેમે યાચતો,
સૌના અંતરમાંહી કરજો વાસ જો
દાન દેજો પુર્ણાનંદનું અમ સર્વને,
નીજ સ્વરૂપ આપી સૌને કરજો ન્યાલ જો—આંખલડીનો

ભકતરાજ શ્રી જાદવજી મહારાજના સુપુત્ર શ્રી હરિદાસ ભાઇનો જન્મોત્સવ પણ આજની પુર્ણીમાં એજ છે શ્રી હરિદાસભાઇનો જન્મ સવંત ૧૯૫૩ ની આસો સુદી પુર્ણીમા ને દીને થયો હતો. ધન્ય છે આવા સંતને કે જેને આવા આનંદ મય દીને પ્રગટ થઈ આત્મા પરમાત્માના અખંડ રાસોત્સવ પોતે ખેલ્યા અને ભકતજનોને ખેલાવ્યા. ભકતરાજ શ્રીનો જન્મ પવિત્ર બ્રાહ્મણ કુળમાં એક મહાન ભકતરાજને ઘેર થયો હતો પિતાનું નામ જાદવ અને માતાનું નામ મનુબા હતું બાળપણથીજ જેને ભકિત ભજનના સંસ્કાર હતા કારણ કે પિતાએ પોતાનું સર્વસ્વ હિત નારાયણના ચરણમાંજ શોધ્યું હતું. ભકતરાજશ્રીનું પ્રાગટય પણ શ્રી નરનારાયણના ચર્ણાર્વીંદમાંજ થયું હતું કારણ પિતાશ્રી જાદવ તે વખતે શ્રી નરનારાયણના મંદીરના બંધાવેલી જગ્યામાંજ રહેતા હતા,

અને ત્યાંજ સતસંગ મંડળની સ્થાપના કરી હતી. સતસંગમાં આવતા હરિજનોની સાથે નારાયણના નામની ધુનમાં આપણા બાળસંતપણ પુરણ પ્રેમથી ભાગ લેતા અને સર્વેની સાથે ધુન મચાવતા પ્રભુની આ કંઇ કૃપા કે જેને ત્રણે અવસ્થા નારાયણના નામમાં નીર્ગમન કરી જન્મ્યા તે પણ નારાયણના નામમાં અને જીવ્યા તે પણ નારાયણના નામમાં સ્થુળ શરીરનો અંત પણ નારાયણના નામમાં જ થયો. પ્રભુના નામમાં દીવસો મહીનાઓ અને વરસો વ્યતીત કરતાં સંત જયારે ઓગણત્રીસ વરસની વયે પહોંચતા તેમના પુજ્ય માતુશ્રી સ્વર્ગવાસી થયા માતુશ્રીના સ્વર્ગવાસ પછી પાંચ વરસે પિતાશ્રીનો સ્વર્ગવાસ થયો પિતાશ્રી એ સ્થાપેલ સતસંગ મંડળનું કામ પોતે ઉપાડી લીધું અને શ્રી નારાયણની કૃપાથી ભકતરાજ શ્રી એ પોતાની સર્વ સેવા નારાયણના તેમજ તેમના ભકતોને ચરણે અર્પણ કરી ભકત-રાજ શ્રી આ જીવનમાં ઘણાક સંતો, ભકતો અને મહાત્માઓના સંબંધમાં આવ્યા હતા. ભકિત કરતાં અને કરાવતાં શ્રી નારાયણના નામમાં પોતાનું જીવન વ્યતીત કરતા ૧૯૯૯ ના વૈશાખ સુદી એકાદશીને દીને હરી ૐ ના અખંડ રટણ વચ્ચે ભકતરાજ શ્રી એ પોતાનો સ્થુળ શરીરનો ત્યાગ કર્યો.

## શ્રી રણછોડરાયકી જય

### ભજન

ડાકોરવાળો ઠાકોર હૈયાનો હાર છે—ટેક

નંદજીનો નંદ કીશોર, હૈયાનો હાર છે....ડાકોર



ભક્તરાજ શ્રી હરિદાસ મહારાજ

માન્યો છે મેં તો એને અમૃતથી અદકો (૨)
એ છે મારા કાળજાની કોર હૈયાનો હાર છે....ડાકોર
એક ઘડીયે એને અળગો ન રાખું (૨)
જીવું છું જોઇ આઠે પહોર હૈયાનો હાર છે....ડાકોર
ભારે ભારે બંધનથી જરીએ બંધાય ના (૨)
બાંધ્યો મેં તો પ્રેમ કેરે દોર હૈયાનો હાર છે....ડાકોર
ઉંડા ઉંડા અંતરની ઘેરી ગુફામાં (૨)
બંસરી બજાવે ઘનઘોર હૈયાનો હાર છે....ડાકોર
કાયાનું રાજ એણે કબજે કર્યું છે (૨)
જબરૂં જમાવ્યું છે જોર હૈયાનો હાર છે....ડાકોર
જ્યારે જોઉં ત્યાં નાચે નજરમાં (૨)
ગોવિંદના મનડાનો મોર હૈયાનો હાર છે....ડાકોર

## આસો વદી ૧૧

## રમા એકાદશી

આસો માસના કૃષ્ણ પક્ષની એકાદશીનું નામ રમા એકાદશી છે. તેનું મહાત્મ્ય યુધિષ્ઠીર રાજાએ એક વખત ભગવાનને પુછયું જે ઉપરથી ભગવાને કહ્યું કે મુચુકુંદ નામે એક પરમ વૈષ્ણવ અને સત્યવાદી રાજા રાજય કરતો હતો. તેને ચંદ્ર ભાગા નામે કન્યા હતી જેનો વિવાહ શોભન નામના રાજકુમાર સાથે થયો હતો. મુચુકુંદના રાજયમાં એકાદશીનું વ્રત પાળવાનો નીયમ હતો અને દશમીના દીવસે નગરમાં

સાદ પડાવતો જેથી એકાદશીને દીને સર્વ કોઈ અપવાસ કરતું. શોભન એક વખતે પોતાના શ્વસુરને ત્યાં પોતાની પત્નીને તેડવા આવ્યો તે દીવસે આ રમા એકાદશી હતી. પોતે અત્યંત ભુખાવળો છતાં રાજય હુકમને લઇ અપવાસ કરવો પડયો અને રાત્રી વૈષ્ણવ નીયમ મુજબ જાગ્રણમાં ગાળી દ્વાદશીનો દીવસ ઉગતાં તે મૃત્યુ વશ થયો જે ખબર સાંભળી બધા ઘણા દીલગીર થયા. હવે શોભન આ એકાદશીના વ્રતના પ્રતાપે દેવપુરના રાજાને ત્યાં જન્મ પામ્યો પણ તેનું શરીર અને આકાર પુર્વ જન્મવત મુજબના હતા એક દીવસ તે રાજસભામાં બેઠો હતો તે વખતે મુચુકુંદ રાજાના ગામનો સોમ શર્મા બ્રાહ્મણ તીર્થ યાત્રા કરતાં કરતાં તે સ્થળે આવી પહોંચ્યો શોભનને તો વ્રતના પ્રભાવથી પુર્વ સ્મરણ થઇ આવ્યું જેથી સોમશર્મા ને આદર આપી પોતે અત્રેની અપૂર્વ સમૃદ્ધી પામવાનું કારણ બળાત્કારથી કરેલા રમા એકાદશીના વ્રત પ્રભાવનો મહિમા જણાવ્યો અને કહ્યું કે રમા એકાદશીનું વ્રત કર્યું પણ શ્રદ્ધા વગર કરેલ હોવાથી આ શહેરની સ્થીતી અસ્થિર બની રહી છે. પણ જો વ્રતની નીષ્ટાવાળી ચંદ્ર ભાગા અત્રે આવે તો ધ્રુવ થઇ શકે સોમ શર્મા ત્યાંથી પાછો આવી ચંદ્ર ભાગાને લઇને ત્યાં ગયો. ચંદ્ર ભાગા કે જે આઠ વરસની ઉમરથી જ એકાદશીનું વ્રત આચરતી હતી તેના પુણ્ય પ્રભાવે રાજ્યની સ્થીરતા સ્થાપી અને પતિસહ આનંદમાં દીવસો નીર્ગમન કરી વૈકુંઠને પ્રાપ્ત થઇ એવો આજની એકાદશીનો મહિમા છે.

**ભજન**

પછી બોલ્યા સુંદીરશ્યામ સુંદરી સંગે રે
માગો વર આપું અતિ ઉમંગે રે–ટેક
માગ્યો વર માનનીયે રે, જોડી જીવનને હાથ
મારા વ્રતને દીવસે રે, અન્ન ન જમે પીવેપાથ....સું
ઈંદ્રિય અગીઆરમાં ઉપનીરે માટે એકાદશી નામ
તપસ્વી છઉં તે કારણે રે મારૂં વ્રત કરે નીષ્કામ....સું
મન સહિત ઈંદ્રિયું રે કહાવે જે અગીયાર
મારા વ્રતને દીવસે રે, એને કરવા ન દેવો આહાર....સું
પંચવિષયને પરહરી, રહે તજી ક્રોધને કામ,
વ્રત કરે તેની ઉપર રે, રીઝે ભુમાનંદનો શ્યામ....સું

ભકતરાજ શ્રી કણુભાઈની પુણ્ય તીથી આજની એકાદશીની છે, સવંત ૧૯૯૨ ના વર્ષમાં વિજ્યા દશમી ને દિવસે ભકતરાજશ્રીના મંડળને પચીસ વર્ષ પૂરા થયા અને તેજ પુર્ણીમા એ તાવે એમને ઘેરી લીધા. આ તાવ દેહથી આત્મા છુટો કરનાર હતો પોતાની સર્વ આધ્યાત્મીક મીલ્કતનો વારસો પોતાના પુત્ર તેમજ ભકતજનોને સોંપી આસો વદી અગીયારસે સ્થુળ શરિરનો ત્યાગ કરી સ્વસ્વરૂપમાં વાસ કર્યો જડ જગતને મન મૃત્યુ એ કારમી વસ્તુ છે પણ સાધકને મન મૃત્યુ એ અપરિમિત આનંદનો વિષય ગણાય છે. પંચ ભુતનો બનેલો દેહ મૃત્યુ થતાં પંચ ભુતમાં મળી જાય છે. છતાં કંઇક બાકી રહે છે. કુસુમો ખીલે તે કરમાવા, પરંતુ કરમાયા પછી પણ કાંઈક બાકી રહે છે કરમાયા પછી રહી

જતી ફુલની ફોરમ અને મૃત્યુ પછી રહી જતી સાધકની સાધના આજે એ સાધકની સાધના હજુપણ તીવ્ર વેગે ભજનાશ્રમમાં જનતાને જાગ્રત કરી રહી છે.

### એ કોણ ?

માનવ દેહ ધરી આવ્યો તો,
પ્રેમભક્તિ સમજાવી ગયો;
આત્મ અનાત્મનું ભાન કરાવી,
લીલા અનુપમ કરી ગયો.
મહાપ્રભુના દીવ્ય સિદ્ધાંતો,
રગરગમાં દેખાડી ગયો;
સદા કૃષ્ણને શરણે રહીને,
લીલા અનુપમ કરી ગયો.
દયા -દીનતા ધર્મ દીપાવી,
જપ યજ્ઞો આરંભી ગયો;
યાવત્ચંદ્રદિવાકરૌ રહો,
આશિર્વાદ એ દેતો ગયો.
દેવકોટીનો વીરલ હતો એ,
લીલા મનુષ્યના કરી ગયો;
જે રસ તો દેવતાને દુર્લભ,
સુલભ હમોને કરી ગયો.
લોક કહે કષ્ણુ, તર, કષ્ણુ, તર,
પણ કષ્ણુ કહે હું તરી ગયો;

ભક્તિરૂપી ચણુ ચણી ચણાવી,
કબુ હમારો ઉડી ગયો.

**ભજન**

સખી અમે રે પંખીડા પરમધામના (૨)
ઉંડા વ્યોમના વિહાર (૨)
ઉડતાં એ અલખ પ્રકાશમાં
પાંખ પ્રેમની પ્રસાર (૨)....અમે રે
સખી છાયા ભુમિને સ્પર્શે નહિ (૨)
ગતિ પરીમીત પાર (૨)
જનમ મરણ ના અમ દેશમાં
નહિ પ્યાસ કે આહાર—અમે રે
સખી રસોવૈ બ્રહ્મ જ્યાં પુરણ ભર્યો (૨)
એજ અમતણો પ્રદેશ (૨)
ત્યાંથી આવ્યાતા તવ કારણે
કહેવા સત્ય આ સંદેશ—અમે રે
સખી ઉડીયે અમારા હવે ધામમાં (૨)
આપી તમને એંધાણ (૨)
આવો તો ત્યાં ખુશીથી આવજો
પુછી પુરણ પીછાણ—અમે રે
સખી શુન્ય શિખર રંગમહેલમાં (૨)
નહિ ટાઢ અગર તાપ (૨)

રહે છે જ્યાં અમિધર રાજવી
ત્યાંજ આપણો મેળાપ—અમે રે

ભજન

વ્હાલો સંત હમારો સીધાવી ગયો–૨
પ્યાલો પ્રેમનો અમને પીલાવી ગયો....વ્હાલો

સાખી

પ્રથમ ભકિત પ્રેમની, પ્રેમીજનોને દઇ ગયો,
આત્મા અનાત્મા ઓળખાવી, સ્વરૂપે સ્થીર થઇ રહ્યા.
એ તો માનવદેહ દીપાવી ગયો–૨
સૌને સેવાનું સુત્ર સમજાવી ગયો....વ્હાલો.

સાખી

શ્રી મહાપ્રભુના દિવ્ય મંત્રો, રગે રગે રેલી ગયો,
શ્રીકૃષ્ણ જય શરણંમમ મહામંત્રમાં મેલી ગયો.
એવી લીલાની લગની લગાવી ગયો–૨
દયા દિનતા સ્વધર્મ શીખાવી ગયો....વ્હાલો

સાખી

યાવતચંદ્ર દિવાકરો, આદીની આશીષ દઇ ગયો,
દેવ કોટીનો વીરલ નર, એ જીવનો શીવ થઇ ગયો.
જપ યજ્ઞો અટુટ જપાવી ગયો–૨
કોટી જીવોનાં પાપ ખપાવી ગયો....વ્હાલો

સાખી

જે રસ મળે નહિ દેવને, તે રસ હમોને દઇ ગયો
લોકો કહે કબુતર કબુ કહે, ત્રપ્ત થઇ હું તરી ગયો

એ તો ભક્તિના ચણુને ચણાવી ગયો–૨
ગુરૂગમનું ગણિત ગણાવી ગયો....વ્હાલો

સાખી

ગયો ગયો એ નથી ગયો. એ જાગતો જીવતો રહ્યો
અમર દેહી આત્મા, સૌને સ્મૃતિરૂપ થઇ રહ્યો
પુંજીરામનો પ્રેમ પચાવી ગયો–૨
મને નીષ્કામ ભાવે નચાવી રહ્યો....વ્હાલો

બીલખા આનંદાશ્રમના અધિષ્ઠાતા શ્રી નથુરામ શર્માજીની પુણ્યતીથી પણ આજની જ છે

## આસો વદી ૧૩

આસો વદી તેરસ એ ધન તેરસ કહેવાય છે. ઘરમાંના ઘરેણા તથા ધનને દુધથી ધોઇ લક્ષ્મી પુજન તરીકે ધનનું આજ દીને પુજન કરે છે. આ તેરસ ધન તથા ધેનુની પુજાને માટે સર્વોત્તમ લેખાય છે. અકાળ મૃત્યુની નીવૃત્તી માટે સંધ્યાકાળે ઘરની બહાર આજે દીવાની રોશની મુકવામાં આવે છે, કારણ કે આસો વદી તેરસથી પાંચ દીવસ સુધી દરરોજ સાંજે જે લોકો દીપોત્સવ કરશે તેમનું અકાળ મૃત્યુ થશે નહિ એમ યમરાજે પોતાના સેવકોને કહેલ છે. અહો વહાલા આત્માઓ! આવો આજે મારે આંગણે તમને સપ્રેમ આમંત્રણ છે. આજે ધન તેરસ છે, તો આ આનંદ ભર્યા દિને તેરસનું પાન કરીએ જે રસનું પાન કરવા માટે સનકાદીક સદાય બાળક રહ્યા છે. નારદ વીણા લઇ એ રસનું પાન કરતાં ત્રૈલોકયમાં ફર્યા કરે છે સર્વમાયિક પદાર્થોનો ત્યાગ

કરી સદાશીવ મહાદેવ નીરંતર સ્મશાન વાસી થઈ એરસમાં તરબોળ રહે છે. જે રસમાં નીરંતર તરબોળ રહેવા સારૂ રાજાઓના શીરોમણી જેવા અંગ, પૃથુ, ભરત, યયાતિ તથા ગય તથા ગોપીચંદ અને ભરતૃહરી પોતાનું રાજ્ય છોડી વનમાં ગયા હતા. વ્હાલાઓ આવો આજે તેરસમાં રસ બસ થઈએ, તેરસમાં ભીંજાઇએ કે જે રસનો સ્વાદ મેવાડની મીરાંએ માણ્યો જુનાગઢના નાગર નરસૈયાએ જાણ્યો અને જે રસનું પાન ભકતમાળના અનેક ભકતો કરી ગયા એ એ રસ કયો!

**ભજન**

હાંરે કોઈ રામ રસ પીયો રે,
આવી આવીને નવા રંગમાં,
હાંરે કોઇ રામ રસ પીયો રે,
ભાગ્યશાળી ભકતોના સંગમાં,
હાંરે કોઇ રામ રસ પીયો રે,
ભકિત કરતા નવ લાજીએ
હાંરે કોઇ રામ રસ પીયો રે;
ગોવિંદ ગુણ ગાઇ ગાજીએ.

પ્યારા જરા અંતઃકરણમાં ઉંડા ઉતરી વીચાર તો કરી જુઓ? એક તુચ્છ અને વિનાશી રસને આધીન થયેલાઓ પોતાના પ્રીયરસની પ્રાપ્તીને સારૂ પોતાના પ્રીય પ્રાણોનો ત્યાગ કરે છે. આંખના રસ સારૂ પતંગીયા બળી મરે છે, જીભના રસ સારૂ માછલાઓ ફસાઇ જાય છે કાનના રસ સારૂં

હરણીઆ પારધીના હાથમાં જઈ પડે છે નાકના રસ સારૂં ભ્રમરાઓ કમળમાં પુરાઇ ને માર્યા જાય છે, અને ચામડીના સ્પર્શ સુખ સારૂ કરીને હાથીઓ સપડાઇ જાય છે, આવી રીતે એક એક ઇંદ્રીયોના જરાક જેટલા રસ સારૂં કરીને ક્ષુદ્ર જંતુઓ પણ કાળના મોઢામાં ચાલ્યા જાય છે, ત્યારે એ બધા રસો જ્યાં એકજ વખતે પુરેપુરા મળવાના હોય, એટલું જ નહિ પણ એ રસનો પણ મહારસ જ્યાં રેલાઇ રહ્યો હોય, અને જયાં રસનો રાજા પોતે સૌ રસિકોને અતિ આગ્રહથી બોલાવતો હોય ત્યાં કેવો અલૌકીક રસ જામે એનો જરા ખ્યાલ તો કરો.

### ભજન

સખી ઓચ્છવનો દિન આજ, ધન્ય ધનતેરસને,
મુને મળ્યા રંગીલો વ્રજરાજ, ધન્ય ધનતેરસને,
મારે મોહન આવ્યા ઘેર, ધન્ય ધનતેરસને,
આજ થઇ રહી લીલા લ્હેર, ધન્ય ધનતેરસને,
જોઇ રસીયા જાદવરાય, ધન્ય ધનતેરસને,
હું તો પ્રેમે લાગી પાય, ધન્ય ધનતેરસને,
મેં તો મોતીડે વધાવ્યા માવ, ધન્ય ધનતેરસને,
થયો અંતર અધિક ઉઠાવ, ધન્ય ધનતેરસને,
મેં તો ચંદન કીધી ગાર, ધન્ય ધનતેરસને,
સજ્યા શોભીતા શણગાર, ધન્ય ધનતેરસને,
મારા પુણ્યતણો નહિ પાર, ધન્ય ધનતેરસને,
મારે હૈડે તે હરખ ન માય, ધન્ય ધનતેરસને,

જોઇ નેણા શીતળ થાય, ધન્ય ધનતેરસને,
બ્રહ્માનંદ કહે થઈ ન્યાલ, ધન્ય ધનતેરસને,
ભાવે ભેટી નંદલાલ, ધન્ય ધનતેરસને.

## આસો વદી ૧૪

## કાળી ચૌદસ

આસોવદી ચૌદશ ને કાળી ચૌદશ અથવા નરક ચતુર્દશી પણ કહે છે, કારણ કે ભગવાન શ્રી કૃષ્ણચંદ્રે પાછલી રાત્રે નરકાસુરનો નાશ કર્યો હતો. આજે સાંજે દેવમંદીરોમાં દીપ પ્રદાન કરવાનું બહુ મહાત્મ્ય છે. આજે દેવ મંદીરોમાં જે દીપ પ્રદાન કરે છે તેના પિતરોને નરકમાં રહેવું પડતું નથી. આજે હનુમાનજીને તેલ સીંદુર ચડાવવામાં આવે છે, તેનું કારણ એવું છે કે શ્રી રામચંદ્રજી અને લક્ષ્મણજીએ આજે હનુમાનને તેલ સીંદુર ચડાવ્યા હતા. "કાળી ચૌદશના આંજયા કોઈના નવ જાય ગાંજ્યા" પ્યારા ઉપરનું કથન પુરાણા કાળથી ચાલ્યું આવે છે. કાજળના આંજણ બહારની ચક્ષુ ઇન્દ્રીયને સતેજ કરે છે આંખોનું તેજ વધારે છે. ખાસ કરી ને કાળી ચૌદશને દીને આંજેલા કોઈનાથી પરાભવ પામતા નથી. ડરતા નથી કે હારતા નથી. એ મર્મ ઉપરનું સૂત્ર સમજાવે છે. આવો પ્યારા, સપ્રેમ આવો આજે કાળી ચૌદશે એ આંજણ આંજીએ કે જે આંજયા પછી સત્ય અસત્ય, નીત્ય, અનીત્ય, શાશ્વત અશાશ્વત વસ્તુનો ભાસ અંતરમાં થાય જે આંજણ આંજવાથી અજ્ઞાન અને મોહના તીમીર દુર થાય છે. સત્ય વસ્તુનો પ્રકાશ અંતરમાં થાય છે

જે આંજણ આંજ્યા પછી જ અર્જુન જેવા મહાન સખાને પ્રભુના વૈરાટ સ્વરૂપના દર્શન થયા હતા? તો પ્યારા એ આંજણ કયું? જ્ઞાનનું આંજણ, પ્રભુ પ્રેમનું આંજણ જે આંજણથી અજબ જેવો ફેરફાર જીવનમાં થઇ જાય છે.

## એ આંજણ આંજનાર કોણ?

### ભજન

કોણે આંજ્યા અંજન એવા નયનો વિષે—ટેક
દોષ બધા જેજે હું દેખતો તો અન્યમાં;
એ હવે આજ સૌ મુજમાં દીસે....કોણે
બાહ્યદ્રષ્ટિ બંધ થઇ ઉઘડી અંતર દ્રષ્ટિ
અંતરનું સુઝે બાહર કશું ન દીસે....કોણે
લોક તો નઠારા નઠારાજ લાગતાતા
આજ એ ભાસે સારા હું નઠારો અતિશે....કોણે
અપરમપાર અવગુણથી ભરેલો જાતે
જાદવ અવગણના કરે કોની હું રીસે....કોણે

આજને દીને હમારા લાખો વંદન છે તે સદગુરૂના ચરણોમાં જેણે અજ્ઞાનરૂપી અંધારા વડે આંધળા થયેલાની અંતઃકરણરૂપ આંખો જેમણે જ્ઞાનરૂપ આંજણની સળી વડે ઉઘાડી નાખી છે.

## આસો વદી અમાસ

### દીવાળી

વિક્રમ સંવતના વરસનો આજે છેલ્લો દિવસ હોવાથી

વેપારી લોકો આજે નવા વરસના ચોપડાનું પુજન કરે છે જેને શારદા પુજન કહે છે.

ઘરનો અંધકાર નિવારવા, દીવાળીમાં દીવા કરી સૌ લક્ષ્મીજીને પ્રસન્ન કરવા ઈચ્છે છે. જ્ઞાનદીપ પ્રગટાવી અંતરનું અંધારૂં ટાળવાને લક્ષ્મીપતિને રીજવવા કોણ તત્પર થશે? પુરાણોમાં લખ્યું છે કે રાત પડે લક્ષ્મીજી બ્હાર ફરવા નીકળે છે અને જેના ઘર મેલ વિનાના, કચરા વિનાના, અંધકાર રહિત અને દીવાના ઝગઝગાટથી સુંદર પ્રકાશવાળા હોય છે તેમાં એ પ્રવેશે છે. ત્યાં વાસો વસે છે. લક્ષ્મીપતિ કેવા ઉજ્વળ ઘરમાં વાસો વસે છે એ તમને ખબર છે? જેના ઘરમાં દાન, દયા, ધર્મ, નીતિ, ભક્તિ, પુણ્ય, સદાચાર, જ્ઞાન અને સત્યના ઉજાસ છે ત્યાં પ્રભુ વિરાજમાન થાય છે. પતિને મુકી પત્ની બીજે સ્થળે નથી વસી શકતી જ્યાં પતિ હોય જ ત્યાંજ એની સ્ત્રી રહે છે. માટે લક્ષ્મી પતિને પધરાવશો તો લક્ષ્મીજી વહેલાં મોડાં પણ પતિને શોધતાં શોધતાં પુંઠે આવશે. બોલો તમે કોને પ્રસન્ન કરવા ઇચ્છો છો? લક્ષ્મી ને કે લક્ષ્મી પતિને? લક્ષ્મી પ્રસન્ન થશે તો આ લોક કદાચ સુધરશે, પણ લક્ષ્મી પતિને પ્રસન્ન કરશો તો બેઉ લોક સુધરશે. ત્યારે હવે જો તમારે લક્ષ્મી પતિને પ્રસન્ન કરવા હોય તો તમારા હૃદય મંદીરમાં સત્ય, નીતિ અને ભકિતને વસાવજો.

## ભજનો

આવો ઉજવીએ દીવાળી,
ઓ સંતો આવો ઉજવીએ દીવાળી—ટેક

આજે દીવાળી ને કાલે દીવાળી,
બસ હવે રોજને રોજ દીવાળી—ઓ સંતો
દરશે રૂએ રૂએ જાદુઇ દીવા,
સારી જહાં અજવાળી—ઓ સંતો
જહીં તહીં નેના જુવે અમીભીના,
રાસભુમિ રઢીયાળી—ઓ સંતો
કર્મ અકર્મની પાર વસીહાં,
વીલસ્યો સ્વયંભુ વનમાળી—ઓ સંતો
સચ્ચીદાનંદ સહજ સ્વભાવે,
રમી રહ્યા સૌમાંહી—ઓ સંતો

———o———

મારે દીવાળી થઇ આજ હરિમુખ જોવાને,
મારા સરીયા સઘળા કાજ ભવદુ:ખ ખોવાને.
આજ દીવાળી કાલ દીવાળી,
હરિ જોયા મેં ન્યાળી રે (૨)
સુંદીર મુખ જોવાને કાજે (૨)
આંખલડી થઇ કાળી—આજ
રત્નજડિત સોનાની થાળી,
માંહી ભર્યો કપુર રે (૨)
આરતી ઉતારૂં મારા અલબેલાની (૨)
રવી ઉગમતે સુર—આજ

સાવ સોનાનો સુરજ ઉગ્યો,
દુધડે વરસ્યા મેહ રે (૨)
રામકૃષ્ણ પ્રભુ એટલું રે માગુ (૨)
સેવાને અર્થે દેહ—આજ

—o—

દીવાળી દીવાળી આજ મારે દીવાળી દીવાળી
ઘરે આવ્યા શ્રી વનમાળી આજ મારે દીવાળી દીવાળી
ઝળહળ ઝળહળ જગે દીવડા મોતીએ ચોક પુરાવું,
માનુની મળી મંગળ ગીત ગાવો, દુદુંભી વગડાવું
—આજ
અનાથને કીધા સનાથ પ્રભુ વિનતી એટલી કહીએ,
નરસૈના સ્વામી માગું મુજ, મંદીરથી નવ જઇએ
—આજ

—o—

શારદ શારદ માત તમને,
ચરણ કમળ શીશ નામું શારદ માત તમને–ટેક
પ્રેમરૂપી શુભ પુષ્પે વધાવું,
હૃદય મંદીરે પધરાવું—શારદ
જગત જનની મનરંજની માતા,
શી ઉપમા હું આપું—શારદ
શકિત સ્વરૂપે ભકત ઉદ્ધાર્યા,
જગતની ચીંતા તમામ—શારદ

નારદ પણ શારદ પદ પુજે,
દેવો કરે સૌ પ્રણામ—શારદ
બાળબુદ્ધી હું સ્તુતી કરૂં શું,
વિદીત જગતની છે વાત—શારદ
કાન નીરંતર ભાવ ભરોસે,
સંભારે દીનરાત—શારદ

## અધિક માસ અથવા પુરૂષોત્તમ માસ

પૃથ્વી સુર્યની આસપાસ ફરે છે, અને ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે; એટલે સુર્યની આસપાસ પૃથ્વીની એક પ્રદક્ષિણા પુરી થતાં એક વરસ લાગે છે તે દરમ્યાન બાર રાશીમાંથી તે પસાર થાય છે. એકં રાશીમાંથી પસાર થતાં જે સમય લાગે તેને સૌરમાસ (એક સંક્રાતોથી બીજી સંક્રાતી સુધીનો માસ) કહે છે. પૃથ્વીની આસપાસ ચન્દ્રની એક પ્રદક્ષિણા પૂરી થતાં જે સમય લાગે તેને ચાન્દ્ર માસ કહે છે. દરેક મહીનામાં સૂર્ય એક રાશીમાંથી બીજી રાશીમાં જતાં હોય એમ લાગે છે. સુર્યની આગતીને જ સંક્રમણ કહે છે. એવા સંક્રમણ અથવા સંક્રાતી બાર છે. પરંતુ ચાન્દ્ર માસને લીધે કોઇ કોઇ વખત એવું બને છે કે એકાદ મહિનામાં સંક્રમણ જ બનતું નથી. અર્થાત બે સંક્રાતીની વચમાં બે અમાસો આવે છે; આવા મહીનાને અધિક માસ કહે છે. સંક્ષેપમાં કહીએ તો જે ચાંન્દ્ર માસમાં સુર્યની સંક્રાતી ન હોય એટલે જે માસમાં સુર્ય એક રાશિ પુરી ભોગવી બીજી રાશીમાં ન પ્રવેશે તેને અધીક માસ કહે છે. ઉપરની

હકીકતથી સમજાય છે કે જે માસમાં સુર્ય સંક્રાતી ન હોય તે અધીક માસ ગણાય છે. દરેક માસના અધિષ્ઠાતા દેવ છે પણ આ અધિક માસના દેવ કોઈ ન હોવાથી ભગવાન પુરૂષોત્તમે પોતાનો ગણી તેનું મહાત્મ્ય વધારવા પોતાનું જ નામ તેને આપ્યું જેથી તે પુરૂષોત્તમ માસ કહેવાય છે. આ માસમાં લગ્ન સમારંભો, યજ્ઞ ક્રીયાઓ, દેવ પ્રતીષ્ઠા આદી મંગળ કાર્યો કરાતાં નથી પણ સ્નાન વ્રત, જપ તપ દાન આદી આખા માસ દરમ્યાન કરવાથી તે અક્ષય પુણ્ય ફલદાતા થાય છે. કારણ કે તે કાર્યો માસના અધિષ્ઠાતા દેવ પુરૂષોત્તમ એવા ભગવાન નારાયણની સમીપમાં જ થતા હોય છે; જેથી આ આખો માસ શ્રદ્ધાળુ જનો સ્નાન, જપ તપ, દાન, દેવ દર્શનાદી કાર્યોમાં વ્યતીત કરે છે. આ માસનો પ્રભાવ અલૌકિક મનાય છે. ભકતરાજ અંબરીષ ઉપર વિના કારણે ક્રોધ કરી દુર્વાસા ઋષિએ મુકેલ કૃત્યાને બાળી પાછળ પડેલું સુદર્શન ચક્ર શમી ગયું હતું તે આ માસના વ્રત પ્રભાવનુંજ ફળ હતું. પાંડવો જેવા પાંચ પતિની પત્ની સતી દ્રૌપદી જેવીનાં જે વસ્ત્ર હરણ થયા હતા તે પોતાના આગલા જન્મમાં આ માસનો અનાદર કર્યાનું જ ફળ હતું.

## પુરૂષોત્તમ માસની સુદી ૧૧

## પદ્મિની એકાદશી

યુધિષ્ઠીર રાજાએ શ્રી કૃષ્ણને પુછયું કે હે જનાર્દન! અધિક માસ જે પુરૂષો-તમ માસ એ નામથી પ્રસિદ્ધ છે તેના શુકલ પક્ષની એકાદશીનું નામ તથા મહિમાં શું છે તે કૃપા કરી મને કહો શ્રી કૃષ્ણચંદ્ર કહે છે કે હે ધર્મરાજા પુરૂષોત્તમ

માસના શુકલ પક્ષની એકાદશીનુ નામ પદ્મિની એવું છે અને તેનો હું પુરૂષો-ત્તમ દેવતા છું. તેના ઉપવાસ યુકત વ્રતથી વૈકુંઠની ગતી મળે છે. આ વિષય પૂર્વે બ્રહ્માએ નારદને કહેલ છે. પૂર્વે ત્રેતા યુગમાં માહિષ્મતી નામની નગરીમાં હૈહવના વંશમાં કૃત વીર્ય રાજા રાજ્ય કરતો હતો તેને એક હજાર સ્ત્રીઓ હતી, છતાં પણ પુત્ર ન હતો તેથી તે ઉદ્વેગ પામી મંત્રીને રાજ્ય ધુરા સોંપી તપ કરવા ગયો. મુખ્ય પટરાણી સતી પદ્મિની પણ તેની પાછળ ગઈ ગંધ માદન પર્વતની તળેટીમાં તે રાજાએ પુત્રની લાલસાથી દશ હજાર વર્ષો સુધી તપ કર્યું તો પણ પરમેશ્વર પ્રસન્ન થયા નહિ ત્યારે રાણીને એક દીવસે મહાસતી અનુસુયાનાં દર્શન થયાં એટલે તેના ચરણમાં પડી તેણે પોતાનો તથા પતિનો સર્વ વૃ-તાંત કહ્યો ત્યારે દયાળુ અંતઃકરણવાળા અનસુયા સતીએ આ પુરૂષો-ત્તમ માસની પદ્મિની એકાદશીના વ્રતનો ઉપદેશ કર્યો. તે પ્રમાણે રાણીએ તથા રાજાએ તે એકાદશીનું વ્રત કર્યું તેથી ભગવાન વિષ્ણુ ગરૂડ ઉપર ચઢી દર્શન દેવા પધાર્યા અને કહ્યું કે હે રાજન જે માગવું હોય તે માંગો હું તમારા વ્રતથી પ્રસન્ન થયો છું પ્રભુનું વચન સાંભળી રાજાએ "દેવોથી, મનુષ્યોથી, નાગોથી, દૈત્યોથી અને રાક્ષસોથી જીતી શકાય નહિ એવો અપૂર્વ બળવાન પુત્ર આપો" એવી માગણી કરી. તથાસ્તુ કહી ભગવાન અંતર્હિત થયા. પદ્મિની રાણીથી સહસ્રાર્જુન નામનો પુત્ર રાજાને ત્યાં થયો. જે ભગવાન વિષ્ણુના વરથી સર્વને જીતી ચક્રવર્તી થયો તેણે એક દીવસ લંકાધીપતિ રાવણને પકડી કેદમાં નાખ્યો હતો ત્યારે પુલસ્ત્ય મુનીએ

સમજાવી રાવણને છોડાવ્યો હતો. રાવણ કે જે સર્વ દેવોને જીતનાર તેને પણ કેદ પકડનાર સહસ્રાર્જુનનું અલૌકિક સામર્થ્ય તે આ પદ્મિની એકાદશીના વ્રતનો પ્રભાવ હતો.

### ભજન

એવા પુરૂષોત્તમ પ્રભુ પ્રેમે આજ પધારીયા રે (૨)
એવા ભકત હૃદયના આનંદ અધિક વધારીયા રે-ટેક

અધિક માસનો મહીમા ભારી (૨)
અનેક વ્રત લેછે નરનારી (૨)
એવા ભકિતપ્રીય મોરારી આજ પધારીયા રે—એવા

ધ્રુવને અવિચળ પદવી દીધી (૨)
બુડતાં ગજની સ્હાયજ કીધી (૨)
એવા સુદામાના કારજ સર્વ સુધારીયા રે—એવા

મીરાંબાઇ સજન કસાઇ (૨)
ધનો પીપોને સેનોનાઇ (૨)
એવા અનેક ભકતને અલબેલે ઉદ્ધારીયા રે—એવા

નરસીમેતાની હુંડી સ્વીકારી (૨)
ચંદન લઇ કુબજાને તારી (૨)
એવા નીરબળના બળરામ અમે નીરધારીયા રે—એવા

હરિજન ભકતો સંગે આવી (૨)
પ્રભુ નામની ધુન મચાવી (૨)
એવા પુરૂષોત્તમ પ્રભુને નવનીતે વધાવીયા રે—એવા

# પુરૂષો-તમ માસની વદી ૧૧

## પરમા એકાદશી

યુધિષ્ઠીર રાજાએ શ્રી કૃષ્ણને પૂછયું કે હે જગત્પ તે! અધિક માસના કૃષ્ણ પક્ષની એકાદશીનું નામ તથા મહિમા કહો. શ્રી કૃષ્ણચંદ્રે કહ્યું કે હે રાજન! પુરૂષો-તમ માસના કૃષ્ણ પક્ષની એકાદશી તે પરમા એકાદશી કહેવાય છે તે અત્યંત પવિત્ર છે તે દીવસે નારાયણ દેવનું પુજન કરવું અને પરમ શ્રદ્ધાથી હરિભજન કરવાનું છે. આ વ્રતના પ્રભાવની કથા હું તમને કહું છું કે પૂર્વે કાંપિલ્ય નામના નગરમાં સુમેધા નામનો એક પરમ ધાર્મીક બ્રાહ્મણ હતો. તેની પવિત્રા નામની સતી સ્ત્રી હતી. તે બ્રાહ્મણ ધન ધાન્ય વીગેરેની સંપત્તિ વગરનો હતો ઘણા લોકો પાસે યાચના કરતો પણ તેની ઈચ્છા પૂર્ણ થતી નહિ અત્યંત કલેશથી નીર્વાહ ચલાવતો હતો છતાં પણ ઉત્તમ કુળની તેની સ્ત્રી પરમેશ્વરની પેઠ પતિની સેવા કરતી. અને અતીથી સત્કારમાં કદી પાછી નહિં પડતી. અતિ દુઃખી અને દારીદ્રી અવસ્થામાં આ સ્ત્રી પુરૂષ પોતાના દીવસો નીર્ગમન કરી રહ્યા છે એવામાં એક સમયે મહર્ષિ કૌંડિન્ય મુની ત્યાં આવ્યા તેને દેખી બ્રાહ્મણે સત્કાર કર્યો તથા ભોજન કરાવ્યું ત્યાર પછી બ્રાહ્મણની સ્ત્રીએ કહ્યું કે મુનીરાજ . દારિદ્રનો ક્ષય થાય એવો કોઈ માર્ગ બતાવો મારા પતિ ધન માટે પરદેશ જવા. તૈયાર થયા છે પણ મેં કેટલાક સહેતુક વચનોથી અટ-કાવ્યા છે, ત્યાં તો મારા સદભાગ્યથી આપના દર્શન થયા હવે હું જાણું છું કે કે અમારા દુઃખોનો નાશ થવાનો સમય આવ્યો છે, જેથી આપ જેવાનું આગમન થયું અમારા કષ્ટનો

નાશ કરનાર વ્રત તપ, સ્નાન આદી જે કરવાનું હોય તે કહો દંપતિની ઉપર કૃપા કરી કૌંડિન્ય મુનીએ કહ્યું કે તમે પુરૂષોત્તમ માસની પરમા એકાદશીનું વ્રત કરો તેથી સર્વ અભીષ્ટ કાર્ય થશે આ વ્રત પુર્વે કુબેરજીએ કર્યું હતું તેથી પ્રસન્ન થયેલા મહાદેવજી એ તેને ધનના સ્વામી કર્યા છે, તેમજ હરિશ્ચંદ્ર રાજાએ પણ કર્યું હતું તેથી તે વિપત્તીને તર્યા હતા માટે તમે આ વ્રત કરો. પછી તે બ્રાહ્મણે સ્ત્રી સહિત આ પરમા એકાદશીનું વ્રત કર્યું. જેના પ્રભાવથી એક દીવસ ઇશ્વરે પ્રેરણા કરાયેલ બુદ્ધિવાળો રાજાનો પુત્ર આ બ્રાહ્મણને મળ્યો. બ્રાહ્મણે ઉત્તમ વાણીમાં તેને આશીર્વાદ આપ્યો જેથી તેણે પ્રસન્ન થઈ ધન ધાન્ય અને વસ્ત્ર યુકત સુંદીર ઘર અને એક ગામ દક્ષિણામાં આપ્યા જેથી બ્રાહ્મણ દારીદ્રયના દુઃખમાંથી મુકત થયો અને કાળે કરીને સંપત્તિ-વાન બન્યો એવું આ એકાદશીના વ્રતનું મહાત્મ્ય છે પુષ્કરાદી તીર્થોની યાત્રાનું, ગંગા આદીના સ્નાનનું, ગયાના શ્રાદ્ધનું તથા ગૌદાનનું જે પૂણ્ય છે તેજ પૂણ્ય આ વ્રતનું છે. જેમ દેવોમાં ઇન્દ્ર, ચોપગા પશુઓમાં ગાય, અને દ્વિજાતિમાં બ્રાહ્મણ શ્રેષ્ટ છે તેમ સર્વ માસોમાં પુરૂષોત્તમ માસ શ્રેષ્ટ છે માનવ દેહ પ્રાપ્ત થતાં જેણે આ અધિક કે મળ માસમાં સ્નાનાદિક કર્મ કે એકદાશીનું વ્રત આચર્યું નહિ તેણે પોતાનો જન્મ નિરર્થક ગાળ્યો; અને ચોરાશીના ફેરામાં તણાયો એમ સમજવું માટે ઉત્તમ મનુષ્ય દેહ ધરીને વ્રત જપ આદી નીયમ આચરવા તેમાંયે એકાદશીનું વ્રત તો અવશ્ય આચરવું જેથી સર્વ સુખની પ્રાપ્તી થાય છે.

**ભજન**

ૐ નમો ભગવતે વાસુદેવાય–૨
વાસુદેવાય જય જય વાસુદેવાય....ૐ નમો
નીત્ય નીયમથી પ્રીતેથી જે ગાય–૨
સકળ મનોરથ તેના સીદ્ધ થાય....ૐ નમો
નારદે કીધું ધ્રુવને વચન–૨
પ્રસન્ન કરવા છે વિષ્ણુ ભગવાન....ૐ નમો
ઉત્તમ મંત્ર હું આપું છું આજ–૨
જેથકી તારા સુધરશે કાજ....ૐ નમો
દ્વાદશ અક્ષરી મંત્ર કહેવાય–૨
નવનીત નીરંતર પ્રીતેથી ગાય....ૐ નમો

**સાતવાર**

સોમવારે શીવજીને સમરો
આશ્રય એક રામભક્તિનો ખરો
દુસ્તર ભવસાગર સ્હેજે તરો....સોમવારે
મંગળવારે મહીયરીયું મેલ્યું,
સાસરીયામાં પગલું માંડયું પહેલું
હવે પરવારવું વ્હેલું વ્હેલું....મંગળવારે
બુધવારે બુદ્ધીદાતા શ્રીહરિ,
પુરણ ભક્તિ સંતોના સંગે કરી
દુસ્તર ભવસાગર સ્હેજે તરી....બુધવારે

ગુરૂવારે જ્ઞાની ગુરૂજી મળ્યા,
સાથે રાખી ભક્તિના પંથે વળ્યા
જેથી મારા તાપ ત્રીવીધી ટળ્યા....ગુરૂવારે
શુક્રવારે વાલમનો વરઘોડો,
મનબુદ્ધી ચીત્ત હરિ ચરણે જોડો
દેહ અભિમાનની ગ્રંથી તોડો....શુક્રવારે
શનિવારે વાયુસુત બજરંગ,
કરજો સદા હરિજંનોનો સંગ
જેણે ચરણે કોટી કાશીને કોટી ગંગ....શનિવારે
રવિવારે રસબસ થયા રંગે,
એ આનંદ ઉભરાઇ રહ્યો અંગે
સદા રહો ગોવીંદની સંગે....રવિવારે
સાતેવારો સમજીને ગાશો
નવનીત તમે પ્રભુના વ્હાલા થાશો
નીશ્ચીંત થઇ નીર્ભય પદ જાશો....સાતેવારો

**પંદર તીથીઓ**

સખી પડવે તે પ્રીતમ પ્યારા રે,
ખેલ ખેલી રહ્યા રહી ન્યારા રે
મ્હારા હરિજનનું મન હરનારા,
ભજો સીતારામ ભવજળ તરવા રે–ટેક
સખી બીજે તે બહુ શું વખાણું રે,
હરિ ભજી અખંડ સુખ માણુ રે,

મળ્યું મનુષ્યાજનમ જેવું ટાણું....ભજો સીતારામ
સખી ત્રીજે તે ત્રણ ગુણી માયા રે,
એણે ખેલ અજબ રચાયા રે,
મોટા મોટા મુનીવર ફસાયા....ભજો સીતારામ
સખી ચોથે ચતુર્ભુજ ભજીએ રે,
ભાવ ભકિતા શણગાર સજીએ રે,
જુઠી માયાને મનમાંથી તજીએ....ભજો સીતારામ
સખી પાંચમે પાંચ પરહરીએ રે,
મન મારી છુટાછેડે ફરીએ રે,
તો તો સંસાર સાગર તરીએ....ભજો સીતારામ
સખી છઠે તે ષડરીપુ મોટા રે,
એ તો જમરાજાના છે જોટા રે,
એમને મારો વૈરાગ્યના સોટા....ભજો સીતારામ
સખી સાતમે શાંતીજ ધરીએ રે,
ઠારી બીજાને આપણ ઠરીએ રે,
દેખી દુરીજનીયા નવ ડરીએ....ભજો સીતારામ
સખી આઠમે આઠે પ્હોર રે,
ભજી લેજો શ્રી નંદકીશોર રે,
પછી ચાલે શું જમડાનું જોર....ભજો સીતારામ
સખી નોમે નાડીના નરવા રહીએ રે,
દુ:ખડા પડે એટલા બધા સહીએ રે,
પણ કોઇના ગાંજયા નવ જઇએ....ભજો સીતારામ

સખી દશમે દર્શને જઇએ રે,
જોઈ વ્હાલાજીને રાજી થઇએ રે,
રોજ જ્ઞાન ગંગાજીમાં ન્હાઇએ....ભજો સીતારામ
સખી એકાદશી રૂડી આવી રે,
એ તો અલબેલાની ખબર લાવી રે,
મ્હારા ગુરૂજીએ ચાવી બતાવી....ભજો સીતારામ
સખી બારશે બ્રહ્મરૂપ જોયું રે,
મન મ્હારૂં મોહનજીથી મોહ્યું રે,
ખોટું હતું એટલું બધું ખોયું....ભજો સીતારામ
સખી તેરશે ત્રણ ગુણ તુટયા રે,
જન્મ મરણના બંધ છુટયા રે,
મ્હારા હરિજને હરિરસ લુંટયા....ભજો સીતારામ
સખી ચૌદશે ચૌદલોક ત્યાગ્યા રે,
માવા પાસેથી મહાપદ માગ્યા રે,
કોડે કોઇક હરિજન જાગ્યા....ભજો સીતારામ
સખી પુનમે આશા થઇ પુરી રે,
એકે વાત રહી નહિ અધુરી રે,
મ્હારા માવાની મોરલી મધુરી....ભજો સીતારામ
પંદર તિથિઓ પ્રેમે જે ગાશે રે,
સ્વામી શંકરનો સ્હાય થાશે રે,
એ તો સ્હેજે વૈકુંઠમાં જાશે....ભજો સીતારામ

## બારમાસ

કારતક માસે કહું કરજોડી રે,
તન મન ધન સંતો ચરણે જોડી રે,
મેં તો પ્રીત પ્રભુની સાથે જોડી,
હરિજનો પ્રેમનો રસ પીજો રે.
માગશર માસે ગુરૂ મંત્ર પુજ્યો રે,
મારા ગુરૂ તો વિના નહિ દુજો રે,
મેં તો માંડી પ્રભુની સાથે ગુંજો,
હરિજનો પ્રેમનો રસ પીજો રે.
પોષ માસે પોતે અવિનાશી રે,
કામક્રોધની મોટી છે ફાંસી રે,
હીરો હરીને કર્યા ઉદાસી,
હરિજનો પ્રેમનો રસ પીજો રે.
મહા માસે થયા મરજીવા રે,
રોમેરોમે પ્રગટયા છે દીવા રે,
મેં તો માંડયા પ્રભુની સાથે વીવાહ
હરિજનો પ્રેમનો રસ પીજો રે.
ફાગણ માસે ફેરા ફરી લીધા રે,
સાચા શબ્દો તે સહી કરી લીધા રે,
મારે માંડવે કોઇ સંત સીધ્યા
હરિજનો પ્રેમનો રસ પીજો રે.

ચૈતર માસે ચૈતન્ય થકી જાગી રે,
મને ગુરૂજી મળ્યા અનુરાગી રે,
મારી ભ્રાંન્તી પ્રભુજીએ ભાંગી,
હરિજનો પ્રેમનો રસ પીજો રે.

વૈશાખ માસે વિચાર ન કરીએ રે,
એક ધ્યાન ધણીનું ધરીએ રે,
પરણ્યાના હુકમમાંજ રહીએ,
હરિજનો પ્રેમનો રસ પીજો રે.

જેઠ માસે જગજીવન જોયા રે,
મેં તો દેહના મમત્વ ખોયા રે,
ચીતડા હરિ ચરણોમાંહી પ્રોયા,
હરિજનો પ્રેમનો રસ પીજો રે.

અષાડ માસ તે તો ભલે આવ્યો રે,
થાળ ભરી મોતીડે વધાવ્યો રે,
વ્હાલે અમૃત મેહુલો વરસાવ્યો,
હરિજનો પ્રેમનો રસ પીજો રે.

શ્રાવણ માસે સુણો વેણુ લઇને રે,
વ્હાલા કેવરાવો છો શુ કહીને રે,
વેદ ચાર શાસ્ત્રથી ન્યારા રહીને,
હરિજનો પ્રેમનો રસ પીજો રે.

માસ ભાદરવો ભકિતનો ભોગી રે,
અમે જનમો જનમના જોગી રે,
કીધી ભકિત શીરના સાટે મોંઘી,
હરિજનો પ્રેમનો રસ પીજો રે.
આસો માસ તે દીન દીવાળી રે
ચોદીશ દીવળા બળે એક બારી રે.
વ્હાલો રમે છે સંગ અમારી,
હરિજનો પ્રેમનો રસ પીજો રે.

**નવધા ભકિત**

સંતો ભકિત શ્રવણ પહેલી સાધો રે
એક ચી-તેથી શ્રવણ આરાધો રે.
વીણા જંતરની સુણી વાણી રે,
મૃગલા તજે ચારો પાણી રે.
મળે એકઠા શબ્દનાં મોહ્યાં રે,
એક સુરતા અચળ ચિત્ત પ્રોયા રે.
એવા થઇને સભા માંહે આવો રે,
લ્યોને આ ટાણે લાખેણો લ્હાવો રે.
જેવા ચિત્રેલાં ભીંતમાં ચિત્ર રે.
એવા થઇ ને બેસો મારા મિત્ર રે;
પહેલી ભકિત તો પરિક્ષીતે માણી રે.
પીધી પ્રેમેથી શુકજીની વાણી રે,

ઋષિરાજની આવી છે રીતી રે,
જાણીલો તો જશો જગ જીતી રે.

બીજી કીરતન ભગતીમાં બુઝો રે
પ્રીતે પ્રભુજી ને શબ્દોથી પુજો રે
જેવી વીવાહમાં ખીલે જાનડિયો રે
જાણે ચિંતામણી મણી જડિયો રે
એવા પ્રેમેથી હરિગૂણ ગાઓ રે
ફરી અવસર નહિ મળે આવો રે
નવ ધાસે જીભડલી તો જરીયે રે
આઠે પહોર મુખેથી ઉચરીયે રે
અવતાર ચરિત્ર ઉમંગે રે
ગાતાં શીખિયે સંતોને સંગે રે
બીજી ભગતી તો નારદ બોલે રે
ગુલતાન થઇ દિલ ડોલે રે
ઋષિરાજ એવી રીતે રાચે રે
ગાતાં કીરતન નટવર નાચે રે
ત્રીજી સમરણ ભગતી તો તારે રે
ભવસાગર પાર ઉતારે રે
નવ હાલે જીભ લડી તો જરિયે રે
સ્વાસો સ્વાસે હરીને સમરિયે રે
નાભીથી બોલો કંઠ લગણીયા રે
આવી ભગતીનાં લ્યો રે ભામણિયાં રે

જેમ લાખો ક્રિયા કરે લોભી રે
તોયે સુરતા ધન પર થોભી રે
ચરે ગાવડલી વન ચારો રે
વીસરે નહિ વાછડો પ્યારો રે
એમ બેસતાં હરતાં ને ફરતાં રે
રહેવું સંતોને સમરણ કરતાં રે
ત્રીજી ભકતી ત્રિલોચન કેરી રે
ઋષિરાજ કે અંતરે ધેરી રે
ચોથી ભકતી તો સંતોની સેવા રે
ઘેર બેઠે ગંગાજીને રેવા રે
હાથ કરૂણા કરી દીધા હરિયે રે
કોડે કોડે સેવા નિત્ય કરીયે રે
માન મુકી ને સેવા સંભાળો રે
રીઝે નંદકુંવર લટકાળો રે
બીજી ભગતી સુગમ સુખ દાઇ રે
સેવા ભકિત કઠણ છે ભાઇ રે
અભિમાની ને પાસ ન આવે રે
ભલે નાચે કૂદે ભલે ગાવે રે
સેવા ભગતી તો શવરીને સોઇયે રે
હમારા હો તો રાખવી જોઇયે રે
રૂષિરાજ કે મોક્ષની દાતા રે

સેવા ભક્તિ કરે શીર સાટા રે
સંતો પાંચમી અર્ચન ભક્તિ રે
સાચા ભાવની જોઇયે છે સક્તિ રે
નંદલાલાને લાડ લડાવો રે
ફુલ ચંદન થાળ ધરાવો રે
એના ભોગીતો અંબરિખ જેવા રે
શુદ્ધ બુદ્ધિની પાંચમી સેવા રે
છઠ્ઠી ભક્તિ તો વંદન સાચી રે
પ્રભુ પાસે ગરૂડજીયે જાચી રે
હરિ કે હરિના જન જોઇને રે
શીશે નામીયે હું પદ ખોઇને રે
છઠ્ઠી ભક્તિથી શોભે છે સૃષ્ટિ રે
છઠ્ઠી ભક્તિથી વરસે છે વૃષ્ટિ રે
જે કોઈ સંતોને ચરણે નમે છે રે
રૂષિરાજ કે ગુરૂને ગમે છે રે
દાસ ભક્તિ તો સાતમી દેખું રે
એના મુલનું નહિ થાય લેખું રે
આ તો ભક્તિની વાતો છે ઉંડી રે
દાસ ભક્તિની મુક્તિ છે રુડી રે
જ્ઞાન હેમાળે મન જેનું ગળિયું રે
દાસ ભક્તિનું પદ તેને મળિયું રે

આમાં પોતાપણું નવ ચાલે રે
મન આજ્ઞામાં નિત્ય મ્હાલે રે
દાસ ભક્તિના હનુમાન ભોગી રે
ત્રાસ ખેંચે ભલા ભલા જોગી રે
દાસ ભક્તિમાં ઓધવ ડાહ્યા રે
જેને મુદલ ના નડી માયા રે
ધન્ય આ ભક્તિ જેણે જાણી રે
રૂષિરાજે વિશેષ વખાણી રે
સખા ભક્તિ છે આઠમી સંતો રે
રિઝાવા ગિરધર ગુણવંતો રે
પ્રભુને કરો પ્રાણથી પ્યારા રે
એક નિમિષ ન મ્હેલિયે ન્યારા રે
સખા ભક્તિ તો અરજુને સાધી રે
મટી આ જગ કેરી ઉપાધી રે
નવમી ભક્તિ તો આત્મ નિવેદન રે
કરો તો થાયે સંશ્રુતિ છેદન રે
હરિ અરપણ સરવસ માયા રે
સુત દારા ને પોતાની કાયા રે
નવમી ભક્તિ શિખ્યા બળી રાજા રે
જેણે જગન કર્યા હતા ઝાઝા રે
છેલ્લી ભક્તિ તો ભક્તિનું છોગું રે
ભલે જોડયું રૂષિરાજનું ચોગું રે

વ્યાસ વાલમિક નારદ જેવા રે
એ તો નોંધે છે નવધાની સેવા રે
વળી નવધા વાટ છે વસમી રે
પ્રેમ લક્ષણા ભક્તિ છે દશમી રે
એતો ગોપીએ રંગભેર રાખી રે
શુક દેવ મુનિ એના સાખી રે
પ્રેમ લક્ષણામાં બુડે પ્રાણી રે
એનું નવધા ભરે છે પાણી રે
પ્રેમ ભક્તિનાં વીરલા ઉપાસી રે
એને આંગણે કોટિક કાસી રે
મોઘાં પણ માહારા હરિજન માટે રે
કર્યાં અર્પણ મેં પદ આઠે રે
ગાય શીખે સુણે નરનારી રે
રૂષિરાજ રીઝે ગીરધારી રે

## ભક્તોનો આધાર

**હરિના** નામનો હો એકજ આધાર છે (૨)
**જીવન સંગ્રામનો** હો એકજ આધાર છે—ટેક
**કીર્તન** કરે ચી-ત દર્પણને ઉજળું (૨)
**પાપો** ધોવાનો હો એકજ આધાર છે—**હરિના**
**તાપે** તપેલાને મારગમા ઝાડ છે (૨)
**આશ્રય** લેવાનો હો એકજ આધાર છે—**હરિના**

કડવી આ લીંબડીમાં મીઠી એ ડાળ છે (૨)
અમૃત પીવાનો હો એકજ આધાર છે—હરિના
દુઃખોના દરીયામાં પુનીત બેટ છે (૨)
બેસી જવાનો હો એકજ આધાર છે—હરિના

**ભજન**

અમને ભકિત દ્યો, ભકિત દ્યો,
શુદ્ધ સેવકની તમે લ્યો ને....અમને
સાચું શરણું નીજ દેજો,
પ્રભુ પોતાના કરી લેજો....અમને
અમે ધાર્યું તમારૂં ન્હાનું,
નથી રાખ્યું જગથી છાનું....અમને
અમે ત્રિવીધી તાપે તપીએ,
પ્રભુ જાપ તમારા જપીએ....અમને
કરો ભુલી એ નહિ એવું કહીએ,
પ્રભુ સદાય રહેજો હૃદી એ....અમને

**ભજન**

શ્રીમદ ભાગવતનો રંગ ભકતો સાંભળો ભાવે
એ તો શુરાઓનો જંગ કાયર પીઠ દઇને ભાગે—શ્રીમદ
જે માયાના રોગી અને સપ્તાહ કરે નીરોગી (૨)
એ તો બની ગયા મહાયોગી ભકતો શાંભળો ભાવે
—શ્રીમદ

જ્ઞાન કહ્યું જે ભારી શ્રી શુકદેવે વિચારી (૨)
લીધા પરિક્ષિતને તારી ભકતો સાંભળો ભાવે—શ્રીમદ
તપ તીરથને કાશી એ સૌ ભાગવતની દાસી (૨)
એ તો કાપે જમની ફાંસી ભકતો સાંભળો ભાવે
—શ્રીમદ
ભાગવતને શરણે આવે પાપી પણ પાવન થાયે (૨)
એ તો કલ્પ વૃક્ષ સમાન ભકતો સાંભળો ભાવે—શ્રીમદ

**ભજન**

મારા માન ગુમાનની ગાંસડી
ઉતરાવો શીરેથી આજ (૨)
મારી અંહવૃ-તીની પોટલી
ઉતરાવો શીરેથી આજ—મારા
બોજે ખેંચી ખેંચી માથું ફાટે
મારી કાયામાં કળતર થાય (૨)
હાંફી હાંફી મારૂં હૈયું થાકયું છે (૨)
આંખે અંધારા ઘેરાય રે—મારા
મોર મુગટ માથે હાથમાં બંસી
રાધાના આતમરામ (૨)
એવા રૂડા ગોપાળને મળવા (૨)
તલસે હવે મારા પ્રાણ રે—મારા
વેદ ભુલું વેદાંત ભુલું
ભલે દેખાડે તારા રાજ (૨)

આવું છું ઓ વ્હાલા કુંજદ્વારે ત્હારે (૨)
મળવા તને સાક્ષાત રે—મારા

**ભજન**

હરિ વેગે વ્હેલા પધારજો
રાખજો પ્રીતની રીત રે (૨)
હરિગુરૂ સંતના સંગમાં (૨)
વાટડી જોઇશું નીત્ય રે—હરિ
વસમી વેળાના મારા વ્હાલાજી (૨)
લળી લળી લાગું છું પાય રે (૨)
શરણું ઇચ્છું રે સુખ પામવા (૨)
આપ નીરંજન રાય રે—હરિ
લખરે ચોરાસી ભમી ભમી (૨)
આવ્યો છું સંતની ઓથે રે (૨)
કથારે કીરતન કેમ વીસ રે (૨)
લાગી છે શબ્દની ચોટ રે—હરિ
ધોળી ધજાના છો રાયજી–૨
હરિજનને દરશન દેજો રે–૨
ભવોભવની ભકિતના ભોગીયા–૨
વ્હાલા મારા હૃદય કમળમાં રહેજો રે—હરિ

# એક જીજ્ઞાસુ એ ભગવત સ્વરૂપની પ્રાપ્તિ, મોક્ષ સુખ મેળવવા પોતાના સદગુરૂને પુછેલા પ્રશ્નો તથા તેના ઉત્તરો નીચે પ્રમાણે છે

( સુવર્ણ વચનો )

૧ સવાલ—મહારાજ કર્મ શું કહેવાય ?
જવાબ—મુકુંદ ભગવાનને પ્રસન્ન કરવા તે

૨ સ—આસકિત કયાં ન કરવી ?
જ—જગતમાં–કારણ એક દિવસ સર્વ છોડી જવું છે:

સ—નીરંતર ચીંતવ્યાં શું કરવું ?
જ—સંસારનું મિથ્યાંપણું–દેહની ક્ષણ ભંગુરતા આત્માનું અમરપણું, તે આત્મ સ્વરૂપમાં મન બુદ્ધિને ચીત્તને લય કરવું.

૪ સ—અમૃત જેવું દેખાય છતાં ઝેર શું ?
જ—માયા ને તેના પંચ વિષયો, શબ્દ, સ્પર્સ, રૂપ, રસ, ગંધ.

૫ સ—મીત્રના જેવા લાગે છતાં શત્રુ કોણ ?
જ—સ્ત્રી, પુત્રાદી–બંધુઓ, તથા કુંટુંબ સહોદર

૬ સ—જગતમાં દુર્લભ શું છે. ચાર વાતો ?
જ—મનુષ્ય દેહ, સંતભકતોનો સમાગમ ભકિત ને મન અંત કરણની વૃતી અખંડ ભગવદ સ્વપરૂમાં લીન કરવી એ ચારે વાતો દુર્લભ છે.

૭ સ—સર્વનો ત્યાગ એટલે શું ?
જ—પરમાનંદ નીજઆત્માનો બોધ

૮ સ—માણુસોથી ન જીતાય એવું શું ?
જ—મન

૯ સ—હમેસાં કયાં ભય નથી ?
જ—મુકિતમાં અથવા આત્મ નિષ્ઠામાં.

૧૦ સ—સહવાસ અને સંગ કોની સાથે ન કરવો ?
જ—મુર્ખ, ખળ, પાપી, અને નીચની સાથે,

૧૧ સ—સર્વ અવસ્થામાં ન કરવા જેવું શું છે ?
જ—માયીક સ્નેહ અને પાપ (સ્નેહ મુલાની દુઃખાની)

૧૨ સ—પ્રયત્નથી વિદ્વાનોએ શું કરવું જોઇએ ?
જ—બ્રહ્મ વિદ્યાનું અધ્યયન અને ધર્મ સંગ્રહ.

૧૩ સ—જગતનું મુળ શું છે ?
જ—મનની અસ્થિરતા (સ્થિર અને એકાગ્ર મને જગત દેખાતુંજ નથી બધું બ્રહ્મમય જ છે)

૧૪ સ—સદા દુઃખી કોણ ?
જ—વિષયોમાં નીરંતર પ્રીતીવાળો.

૧૫ સ—ધન્યવાદને પાત્ર કોણ ?
જ—પરોપકારી પુરૂષ

૧૬ સ—પુજા કરવા લાયક કોણ ?
જ—આત્મ તત્વમાં નિષ્ઠાવાળો હોય તે.

૧૭ સ—સુરવીરથી મ્હોટો શુરવીર કોણ ?
જ—કામદેવના બાણોથી જે વિંધાયો નથી તે.

૧૮ સ—પ્રાજ્ઞ, ધિર, અને સમબુદ્ધિવાળો કોણ ?
જ—સ્ત્રીઓના કટાક્ષથી જે મોહ ન પામે તે.

૧૯ સ—વિદ્યા કયી કહેવાય ?
જ—જે બ્રહ્મગતીને આપે તે.

૨૦ સ—બોધ કોને કહીએ ?
જ—જેથી મુકતી મળે તેનું નામ બોધ.

૨૧ સ—લાભ કોને કહેવો ?
જ—લાખો અને કરોડો રૂપીઆ મળે તે નહી. પણ આત્માની ઓળખાણ થાય તેનું નામજ "લાભ" (આત્મ લાભ સ્વરૂપની પ્રાપ્તિ) આખા જગતને છોડી દેવું પણ મનુષ્ય દેહમાં આત્મ લાભ કરી લેવો.

૨૨ સ—જગત કોણે જીત્યું ?
જ—જેણે મન જીત્યું ?

૨૩ સ—પ્રાણી માત્રને, જ્વર, શું કહેવાય ?
જ—ચીંતા એજ પ્રાણી માત્રનો જ્વર છે. ચીંતા અજ્ઞાનથી થાય છે. અને ચીંતાતુર માણસ અધોગતીને પહોંચતો જાય છે ને છેવટે આત્મઘાતી પણ થાય છે કમોતે મરે છે, ચીંતાથી ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન ચીંતા મત કર માનવી ચીંતા ચીતા સમાન.

૨૪ સ—મુર્ખ કોણ કહેવાય ?
જ—વિવેક હીણુ હોય તે મુર્ખ કહેવાય.

૨૫ સ—મારે શું કરવું જોઇએ ?
જ—નિરંતર સર્વાત્મ ભાવથી પરમાત્માની ભકિત

૨૬ સ—કયું જીવન ઉત્તમ અને પવિત્ર ?
જ—દોષ રહીત જીવન તે ઉત્તમ ને પવિત્ર ?

૨૭ સ—બ્રહ્મ ગતીમા હેતું કોણ ?

જ—જપ, તપ, ભકિત, દાન, વિચાર સત્સંગ અને સંતોષ. એ બ્રહ્મગતીને પહોંચવાના સાધનો છે.

૨૮ સ—સાચા સંત ને હરીજન, તાદ્દસીજન કોણ કહેવાય?

જ—સર્વમાંથી જેમની આશકિત ઉઠી ગઇ હોય. વૈરાગ થયો હોય. મોહમાયા ટળી ગઇ હોય અને આત્મ તત્વ એટલે પરબ્રહ્મ—પરમાત્મામાં નીષ્ઠાવાળો હોય તેજ ખરો સંત ભકતને વૈષ્ણુવ કહેવાય છે.

૨૯ સ—સારામાં સારૂં ઘરેણું શું છે?

જ—સીલ, સંતોષ તે જ સારૂં ઘરેણું છે?

૩૦ સ—ઉત્તમ તિર્થ કયું કહેવાય?

જ—પોતાનું નીર્મળ થયેલું મન છે તે ઉત્તમ તીર્થ છે.

૩૧ સ—આ જગતમાં ત્યાગ કરવાનું શું છે?

જ—કંચન અને કામીનીનો અંતરથી ત્યાગ કરવાનો છે.

૩૨ સ—મોટો અસાધ્ય રોગ કયો?

જ—સંસાર—જન્મ મરણુ એજ અસાધ્ય રોગ છે.

૩૩ સ—તે અસાધ્ય રોગનું ઔષધ શું છે?

જ—સંસારના મીથ્યાપણુા, ને દેહના ક્ષણુભંગુરપણુા માટે વારંવાર વિચાર કરવો તથા ભકિત કરી ભગવન નામનું રસાયણુ કરી હરી રસપાન કરવું, એજ ઉત્તમ ઔષધ છે.

૩૪ સ—દરીદ્રી કોણુ કહેવાય?

જ—જે ઘણી તૃષ્ણુાવાળો હોય તે.

૩૫ સ—લક્ષ્મીવાળો કોણ ?

જ—જેને પુર્ણ સંતોષ આવી ગયો હોય તે.

૩૬ સ—જાગતો કોણ છે ?

જ—જે સત્ય અસત્યનો વિચાર કર્યા કરે છે તે.

૩૭ સ—શત્રુ કોણ છે ?

જ—પોતાની વગર જીતાયેલી ઇંદ્રીયો તેજ શત્રુ છે. (અંતર શત્રુઓ કામ, ક્રોધ, લોભ, મોહાદી)

૩૮ સ—બંધાયેલો કોણ કહેવાય ?

જ—જેનું મન અહુરનીસ વાસના વાળુ છે તે

૩૯ સ—સુખે કોણ સુવે છે ?

જ—જે સમાધીમાં નીષ્ઠાવાલો છે તે

૪૦ સ—જીવન મુકત કોને કહેવાય ?

જ—જે કામનાથી રહિત અંતકરણવાળો હોય તેને

૪૧ સ—યોગ કોને કહેવાય ?

જ—સર્વ વિષયોમાંથી મનને ખેંચીને સાક્ષાત પરમાત્મા સ્વરૂપમાંજ મનને પરિપૂર્ણ રીતે લગાડવું તેનું નામ યોગ કહેવાય (ચીત વૃતિનો નીરોધ કરવો તેનું નામ જ યોગ)

૪૨ સ—સંગ કોનો કરવો ?

જ—મહાત્મા પુરૂષોનો, કારણ તેઓના સમાગમથી આ શકિત રહીત થઇ અતિન્દ્રિય એવા ભગવાન વિષે નિર્મળ ભકિત થાય છે. ને તેથી અવિવેક દુર થઈ,

અવિદ્યા વડે આત્મ સ્વરૂપમાં જે દેહ બુદ્ધિ થયેલી હોય છે, તેનો નાસ થાય છે એટલે દેહ અભિમાનનો ત્યાગ થાય છે અને સ્વસ્વરૂપનો લાભ થાય છે બાકી વૈદીક કર્મો, કરવાથી પ્રાણીઓને અન્નાદિક આપવાથી પરોપકાર કરવાથી કે વેદિક અભ્યાસ કરવાથી ને જળ અગ્નિ કે સુર્યની ઉપાસનાથી આત્મ સાક્ષાત્કાર સ્વસ્વરૂપનો લાભ થતો નથી. પણ કેવળ મહાપુરૂષોના ચરણ રજની સેવા કરવાથી જ સ્વસ્વરૂપનો લાભ થાય છે.

૪૩ સ—વૈરાગ્ય શું ?

જ—વિષયો ઉપરથી આશકિત ઉઠાડી લેવી તેનું નામજ વૈરાગ્ય છે.

૪૪ સ—ભકિત કોને કહેવી ?

જ—પરમાત્મા સ્વરૂપમાં મનને સ્થિર કરી સંકલ્પ રહીત કરવું તેનું નામજ ભકિત છે.

૪૫ સ—જ્ઞાન શું ?

જ—આખું વિશ્વ એક ઇશ્વિરરૂપ છે આવી દ્રષ્ટિ કરવી તેનું નામજ જ્ઞાન છે.

છેવટે મહાત્માએ કહ્યું કે આ બધી વાતો તારા અંતરમાં હમણા નહિ ઉતરે હું પણ ઘણા વર્ષો સુધી ભગવદ સ્મરણ રામ—રામ—રામ—રામ—રામ—રામ—રામ એમ ભજન કરતો હતો ને તને પણ છેવટે કહું છું કે તું પણ રામ ભજન કરજે,

એટલે તારામાં આત્મબળ આવસે ને અંતર શુદ્ધ થશે. ત્યારે બધી વાતોનો અનુભવ થશે.

વારંવાર કરૂં વિનંતી હરિને શાંતી સદા આપજે
યાચું છું જગનાથ તાત મમને તુંમા પ્રભુ સ્થાપજે.

ૐ શાન્તી શાન્તી શાન્તી.



